ધી હિન્દુ સ્ત્રીમંડળ
મુંબઈ.

સ્ત્રીહિતોપદેશની ખાસ ભેટ,
સને ૧૯૧૮.

# ગુજરાતી હિંદુઓ
અને
# સંસાર સુધારો.

લેખક
ભવાનીદાસ નારણદાસ મોતીવાળા,
બી. એ., એલએલ. બી., જે. પી.

---

હિમ્મતલાલ ગણેશજી અંજારીયા,
એમ. એ., એલએલ. બી. ની
પ્રસ્તાવના

---

સને ૧૯૧૮ ઈ.

# સંસાર સુધારક

સારૂ

# ઉત્તમ મુદ્રાલેખ.

"તારી જાતને સર્વથી છેવટે ચાહ; જે હૃદયો તને ધિક્કારે તેમનીપર મમતા રાખ. પ્રામાણિકતા કરતાં ભ્રષ્ટતા વધારે વિજય પામતી નથી. નમ્ર શાંતિને તારા દક્ષિણ હસ્તમાં હંમેશાં ધારણ કર. તું જેજે નેમો તાકે તે તે સઘળી નેમો તારા દેશની, તારા ઈશ્વરની અને સત્યની હોવાદે."

શેક્સપીયર.

# ગુજરાતી હિંદુઓ

અને

# સંસાર સુધારો.

---

લેખક

ભવાનીદાસ નારણદાસ મોતીવાળા

બી.એ., એલએલ.બી., જે.પી.

---

હીમ્મતલાલ ગણેશજી અંજારીયા

એમ.એ., એલએલ.બી. ની

પ્રસ્તાવના.

---

મૂલ્ય ૮ આના.

સંસાર સુધારાના ક્ષેત્રમાં પશ્ચાત પડેલા ગુજરાતના
ઇતિહાસમાં પોતાના વિચારથી, વાણીથી યા
વર્તણુકથી સંસાર સુધારાનો માર્ગ કંઇક અંશે
પણ સરળ કર્યો હોય તેવા સર્વ
સંસાર સુધારકોને આ લઘુ પુસ્તક હું પ્રેમપૂર્વક
અર્પણ કરૂં છું.

# લેખક તરફથી બે બોલ.

વડનગરમાં સમસ્ત વિસા નાગર વણિક પ્રથમ પરિષદ્‌માં પ્રમુખ સ્થાનેથી તા. ૧૨ મી મે ૧૯૧૭ ને દીવસે મ્હેં જે ભાષણ કર્યું હતું તેમાંનો ઘણો મોટો ભાગ ગુજરાતના તમામ સ્ત્રીપુરૂષોને લાગુ પડતો હોવાથી મુંબાઈના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના માનવંત પ્રમુખ લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ વરજીવનદાસની ઈચ્છાથી મંડળની મેનેજીંગ કમિટીએ મંડળ તરફથી આ ભાષણ છપાવવાનું નક્કી કર્યું હતું તેથી મ્હારા ભાષણમાંથી જે ભાગ મ્હારી જ્ઞાતિનેજ લગતો હતો તે ભાગ કહાડી નાખી બીજા ભાગમાં જરૂરી ફેરફાર કરી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે. મંડળની કમીટીનો હું આ સ્થળે ઉપકાર માનું છું, ને મંડળના પ્રમુખે મ્હારા વિચાર મંડળના સભાસદોમાં ફેલાવાવા જે શ્રમ લીધો છે તે સારૂ હું તેમનો પણ આભાર માનું છું. સંસાર સુધારામાં સ્ત્રીઓ આગળ પડતો ભાગ લેશે તોજ સંસાર સુધારાનો માર્ગ સરળ થશે એમ હું માનું છું. આ પુસ્તકની અસર ગુજરાતી સ્ત્રીઓમાં ફેલાય અને તેનું વ્યવહારૂ પરિણામ આવી ગુજરાત સંસાર સુધારામાં આગળ પડતો ભાગ લે એજ મ્હારી ઈચ્છા છે.

કલ્યાણદાસ હાઉસ<br>
રીજ રોડ, મલબાર હીલ<br>
તા. ૨૫-૬-૧૭

**ભવાનીદાસ નારણદાસ<br>
મોતીવાળા.**

# પ્રસ્તાવના.

જુવાનીમાંથી જ વાંચન અને અભ્યાસના શોખને લીધે, અને પ્રભુએ આપેલી બીજી સરળતા હોવાથી આ લેખ લખનાર પોતાની પ્રૌઢાવસ્થામાં સંસાર સુધારાની સારી ચર્ચા કરી શક્યા છે એ તો સર્વ વાચકની જાણમાં આપોઆપજ આવી જશે. લક્ષપૂર્વક વાંચન, વાંચેલ પુસ્તકાદિમાંથી સારરૂપ ભાગોનું સંકલન, ઝીણા અભ્યાસને હૃદયના ભાવભર્યો શોખ, અને શાન્તિ અને નિષ્પક્ષપાતથી સંગીન વિચાર કરવાના મહાવરા ને પરિણામે જે જાતની વિશાળ દૃષ્ટિ અને ચોક્કસ નિર્ણય મેળવી શકાય તેવી દૃષ્ટિ અને તેવા નિર્ણયથી ભરેલો આ લેખ દરેક પ્રતિને વાચક આનંદથી વાંચી શકશે અને પોતાને મતભેદ હશે તોપણ લેખકના પ્રયાસને માન આપ્યા વિના રહી શકશે નહિ.

વિરોધીઓ ગમે તેટલું કહે તો પણ સત્ય છે તે અન્યથા થવાનું નથી; હિન્દ અનેક જ્ઞાતિઓ અને અનેક ધર્મસંપ્રદાયોથી વિભક્ત હોવા છતાં સકળ હિન્દમાં અમુક ભાવના સર્વ સામાન્ય છે તેની તો કોઇથી ના પાડી શકાય તેવું નથી. આ સત્યને સંપૂર્ણપણે સમજી ભાઈ ભવાનીદાસ નારણદાસે ગુજરાતના સંસાર સુધારાના વિચારમાં વ્યાજબી રીતે જ હિન્દના સુધારકોના અભિપ્રાયો ટાંક્યાં છે. હિન્દનાજ નહિ, પણ હિન્દની સાથે પરિચયમાં આવી તેની આંતરવ્યવસ્થાથી વાકેફ થયેલા પરદેશીઓના મત પણ બતાવવા હિમ્મત ધરી છે અને કોણ નહિં કહે કે તે ગુજરાતના સંસાર સુધારાના પ્રશ્નો વધારે ગંભીરતાથી અને વધારે ઝીણવટથી ઉકેલવામાં મદદરૂપ બનશે?

ભાઈ ભવાનીદાસ નારણદાસે બંને પક્ષના મતોમાંથી પ્રમાણભૂત ગણી શકાય તેવા મતોના નિષ્પક્ષપાતપણે ઉતારાઓ લીધા છે અને તેટલું જ કરી અટકી નહિં રહેતાં, અભ્યાસ અને અનુભવને પરિણામે બંધાયેલો પોતાનો મત બહુ સ્પષ્ટતાથી અને સુંદર વિવેકથી જણાવ્યો છે. આવી જાતની કૃતિમાં વ્યક્તિત્વથી જે રસ ઉમેરાય છે તે ભળેલો હોવાથી આશા રાખી શકાય છે કે સર્વ વાચકોને આ લેખ પ્રિય અને માનનીય થઇ પડશે.

ગુજરાતીમાં તો આવી જાતનો પ્રયાસ આ પ્રથમ જ ગણી શકાય. બને તેટલા સંક્ષિપ્તરૂપમાં સહેલી અને સર્વગ્રાહ્ય ભાષામાં કુદ્રતી સરળતાવાળી શૈલીમાં, અને હૃદયના નિખાલસણાથી લખાયેલો આ લેખ ગુજરાતના સંસાર સુધારાના લખાણોમાં ઘણો સારો ઉમેરો કરશે. ગુજરાત તેનો વધારેમાં વધારે લાભ લે એજ પ્રાર્થના.

**હિ. ગ. અંજારીયા.**

# અભિપ્રાયો.

**૧. સમસ્ત વિસાનાગર વણિક-પ્રથમ પરિષદ્ (વડનગર) ના પ્રમુખ રા. રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાલા, બી. એ. એલએલ. બી., એમનું ભાષણ:--**

"આ ભાષણ સામાન્ય શિષ્ટાચાર પ્રમાણે થતાં ભાષણો જેવું ભાષણ નથી; પરંતુ એક જ્ઞાતિપરિષદના પ્રમુખ તરીકે પોતાનું કર્તવ્ય શું છે તે સંપૂર્ણ રીતે સમજનાર ગૃહસ્થ તરફથી જ્ઞાતિના પ્રશ્નનો વિચાર કરવામાં ઉગર પૂર્વક થયેલા પ્રયાસનું લેખી ચિત્ર છે. જ્ઞાતિ પરિષદો હમણાજ ભરાવા લાગી છે. પરંતુ આવા પ્રકારના શુભ વિચારો નિષ્પક્ષપાતથી જ્ઞાતિસમૂહ પાસે મૂકવાનું કામ તો રા. રા. મોતીવાલાએજ કર્યું છે. જ્ઞાતિઓની હીલ-ચાલ માટે નવા જમાનાની દૃષ્ટિથી કે જૂના જમા-નાની દૃષ્ટિ થી જે લોકો કામ કરવા ઇચ્છતા હોય તેમણે બધાએ આ નિબંધ વાંચવા જેવો છે. એટલુંજ નહિ પરંતુ સમાજની ઉન્નતિ વાસ્તે જે જે હૃદય તલપી રહ્યું હોય તેણે પણ આ નિબંધનો પરિચય કરવો ઘટે છે. આ નિબંધ જ્ઞાતિપરિષદના પ્રમુખનું ભાષણ છે. એમ જો પુસ્તકને મથાળે લખ્યું ન હોત તો આ પુસ્તક સર્વદે-શીય અને સામાજીક ઉપયોગિતાનું છે એમજ માની શકાત. શરૂઆતમાં "જ્ઞાતિ"ઓમાં સડા વિશે સૂચના કરી, જ્ઞાતિઓને જેમ બને તેમ રજા આપવાનો વિચાર હિંમતથી રજુ કરવામાં આવ્યો છે, જ્ઞાતિઓના સુધારા વાસ્તે કાયદાની જરૂરીઆતની તરફેણમાં તેમજ કાય-

દાની વિરૂદ્ધમાં જે જે દલીલો રજુ કરી શકાય તે બધી રજુ કરી રા. રા. મોતીવાલાએ ગોળ ગોળ અભિપ્રાય આપ્યો છે. "સંસાર સુધારો" અને "સામાજિક કેળવણી" એ આ નિબંધમાં ખાસ વિષય હોય તેમ તે વિષયની ચર્ચા બહુજ વિસ્તારથી કરવામાં આવી છે, વ્યાખ્યાનમાં અનેક દેશી અને વિદેશી વિદ્વાનોના એવા તો સચોટ ઉતારા ટાંકવામાં આવ્યા છે કે તે બધા પરથી રા. રા. મોતીવાલાના બહુશ્રુતપણા માટે માન થયા વિના રહે તેમ નથી. આ વ્યાખ્યાન પુસ્તકના રૂપમાં પ્રકટ કરવાની અમે રા. રા. મોતીવાલાને વિનતિ કરીએ છીએ. અને બને તેમ તે પુસ્તકનો વિશેષ પ્રચાર કરવા સૂચના કરીએ છીએ." "**કેળવણી.**"

૨. "પ્રમુખનું ભાષણ અમને ઘણું વિચારશીલ અને વિદ્વત્તાભર્યું જણાયું છે. સુધારાની હીલચાલની તેમણે વિવેકભરી તપાસ કરી છે, અને એક નાત-મંડલ સમક્ષ ભાષણ કરવાનું છે તે વાતની દરકાર કર્યા શિવાય તેમણે સ્પષ્ટવકતાપણું નીડરપણે ઘટતી જગાએ વાપર્યું છે એમ અમને લાગે છે. આ ભાષણ નાતોની પરિષદોના પ્રમુખ સ્થાનેથી અપાતાં ભાષણો માટે આદર્શ જેવું ગણી શકાય. "**સાહિત્ય.**"

# ગુજરાતી હિન્દુઓ અને સંસાર સુધારો.

સમસ્ત દેશમાં સંસાર સુધારાની ભાવનાઓ જાગી છે; તેનાં પડઘા આપણા ગુજરાત પ્રાંતમાં પણ નથી પડ્યા એમ નથી. વખતો વખત સંસાર સુધારા પરિષદની બેઠકો આપણા પ્રાંતમાં પણ મળી છે, અને સંસાર સુધારાના અગ્રણીઓમાં આપણા ગુજરાતીઓ પણ બિરાજે છે. આ રીતે ગુજરાતમાં પણ સંસાર સુધારાના બીજ રોપાયાં છે. આ પુસ્તકમાં ગુજરાતના સંસાર સુધારાની વર્તમાનસ્થિતિ તથા તે વિષેની ચર્ચા કરવાની મારી ઉમેદ છે. પરન્તુ ગુજરાતમાં નાતોનો પ્રભાવ એવો તો સજડ છે કે તે સંબન્ધી ઉલ્લેખ કર્યાવિના આગળ વધવું અશકયજ છે.

## જ્ઞાતિની સંસ્થા.

પ્રતિ વર્ષ નાતાલના તહેવારોમાં સમસ્ત હિંદનું સંસાર સુધારક કૉન્ફરન્સ ભરવામાં આવે છે તેની સાથે થોડાં વર્ષ થયાં હિંદુ કૉન્ફરન્સ પણ ભરવામાં આવે છે. આ સાથે દેશમાં જ્યાં ચારે બાજૂએ સ્વરાજ્યની રાષ્ટ્રીય ચળવળ ચાલી રહી હોય ત્યારે જૂદી જૂદી જ્ઞાતિઓ પોતાની સ્વતંત્ર પરિષદ ભરે એ ઇષ્ટ છે કે નહિ તે સમ્બન્ધી પણ મતભેદ છે. એ સંબંધી કહેતા પહેલાં

જ્યારે આપણી આસપાસ જ્ઞાતિના અસ્તિત્વ સારૂજ ઉહાપોહ થતો જોઈએ ત્યારે આપણે બન્ને બાજૂઓની દલીલો તરફ નજર નાંખીને કાંઈક નિર્ણય ઉપર આવીએ તો ઠીક. આ પ્રસંગે હિન્દી તથા પરદેશીઓએ જ્ઞાતિ સંબંધી કેવો મત ઉચ્ચાર્યો છે તે જોવું ઠીક થઇ પડશે. પ્રથમ તો આપની સમક્ષ જ્ઞાતિ સંસ્થા તરફના વિરોધીઓના આગેવાનોનાજ મત જણાવીશ.

નામદાર મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે સને ૧૯૦૪ માં સંસાર સુધારા કૉન્ફરન્સમાં જ્ઞાતિ સંબંધે નીચે જણાવેલા ઉચ્ચાર કાઢ્યા હતા:--

"જ્ઞાતિ બંધનની માઠી અસરો સમાજમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ થાય છે. અર્થ વગરના નાના સંખ્યાબંધ ધારાઓ અને કાંઈ જીવ વગરની ક્રિયાઓથી જ્ઞાતિ બંધન માણસના સ્વતંત્ર વિકાસ પર મોટો અંકુશ મૂકે છે. માણસના કુટુંબ સંબન્ધમાં, તેના લગ્નકાર્યમાં, તેનાં છોકરાંની કેળવણીમાં અને ખાસ કરીને તેનાં જીંદગીના કાર્યોમાં જ્યાં ત્યાં તેનાં પર તેથી અંકુશ પડે છે. તેણે અમુક ધંધો કરવો જોઈએ, એવું બંધન તેના પર લાગુ કરી, તેને પશ્ચિમ તરફની વિદ્યાનો અભ્યાસ કરતા અટકાવી તથા તેને તેનાં પોતાનાં જ્ઞાન અને ઉપયોગિતાનો ખોટો અને વધારે પડતો ખ્યાલ આપી, તે દેશની આર્થિક સ્થિતિને નુકસાન કરે છે. તેનામાં અવિશ્વાસ, દગલબાજી તથા અદેખાઈ વધારીને તથા બીજાની બુદ્ધિનો છૂટથી ઉપયોગ કરતાં તેને અટકાવીને તેના ધંધાની ખીલવણીમાં જ્ઞાતિ બંધન હરકત નાખે છે. વળી માણસોના સાંસારિક

સમાગમોની હદ સંકડાવીને, તે લોકોને અમુક અમુક જથાઓમાં એવી રીતે વહેંચી નાખે છે કે તેમની વચ્ચે કદી પણ સમાગમનો પ્રસંગ આવતો નથી. તેથી જે બુદ્ધિના વિકાસપર હરકોઈ પ્રજાની સમૃદ્ધીનો આધાર છે, તેનો પુરો વિકાસ થતો નથી અને પરિણામે માણસનું જીવન માલ વગરનું બને છે. આ તો એક વ્યક્તિનું કહ્યું; પણ તેથી બહોળા વિસ્તાર પર જઈએ. તે સ્થાનિક અને મ્યુનીસીપાલ કારોબારમાં, સ્થાનિક પ્રજાના સામાન્ય હિતને માટે જે લાગણી જોઈએ તે જ્ઞાતિબંધનને લીધે ઉત્પન્ન થતી નથી. તેથી કરીને લોકોમાં સઘળી સમગ્ર વસ્તીના હિતને નુકસાન કરીને પણ પોત પોતાની જ્ઞાતિનું હિત કરવાની એટલી વૃત્તિ રહે છે કે સામાન્ય પ્રજાના હિતને માટે જે એકત્ર પ્રયાસ થવો જોઈએ તે થતો નથી, જ્ઞાતિબંધનની સૌથી માઠી અસર તો સમગ્ર પ્રજાનાં જીવન અને ઐક્ય ઉપર થાય છે, તેનાથી સ્થાનિક કજીઆ કંકાસ ઘણા વધે છે, જ્ઞાતિઓ જ્ઞાતિઓ વચ્ચે પોત પોતાના લાભને સારૂ હાંસાતુંસી થાય છે અને તેથી સમગ્ર પ્રજાનું હિત કે જેમાં સઘળી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓનો હિસ્સો છે તેપર કોઇનું લક્ષ્ય રહેતું નથી, અને આખો દેશ આથી છિન્નભિન્ન થઇ પશ્ચિમના સુધારાના સંબન્ધથી જે લાભ લેવો જોઇએ તે લઈ શકતો નથી. વળી ફક્ત જન્મનાજ કારણથી અમુક જ્ઞાતોમાં અવતરેલાં આપણા મનુષ્યબંધુઓને આપણે હલકા ગણીએ છીએ અને તેમને આપણા ભાઇઓ ગણી આપણા સરખા ગણવા જેટલો આપણામાં મનુષ્ય ભાવ રહેતો નથી. યૂરોપિયન સંસારમાં જે ઉદાર

લાગણીઓથી લોકો પરસ્પરના સુધારામાં મદદ કરે છે, તેવી લાગણીઓ જ્ઞાતિબંધનથી આપણામાં ખીલી શકતી નથી. તેથી કરીને આપણી જુદી જુદી જ્ઞાતિઓમાં રહેલા બુદ્ધિ સામર્થ્યની પુરેપુરી ખીલવણી થતી નથી. આપણું ઘણું બુદ્ધિ તથા હૃદયબળ અફળ જાય છે. વળી તે, ચાલુ સ્થિતિ કાયમ રાખવાની વૃત્તિવાળાઓને, મોટી ઓથ રૂપ છે અને સઘળા સુધારા વધારાનું અડગપણે શત્રૂ કાર્ય કરે છે."

સમગ્ર દુનિયામાં જાણીતા થયેલા બંગકવિ સર રવીન્દ્રનાથ ટાગોર જ્ઞાતિ સારૂ નીચે મુજબ કહે છેઃ—

"મ્હારા ધારવા પ્રમાણે હિન્દના લોકોના પુનરૂદ્ધારનો મુખ્ય આધાર આ જ્ઞાતિ બંધારણના વિનાશ ઉપર છે. આપણા લોકોના મનમાં આ મ્હોટા અને પ્રગતિ અટકાવનાર બંધારણે બહુ ઉંડું મૂળ ઘાલ્યું છે, અને આપણી સમાજ એને લીધે તદ્દન બંધાઈ ગઈ છે; પરિણામે વ્યક્તિનો નિરંકુશ વિકાસ લગભગ અશક્ય થઇ પડયો છે, આને માટે મ્હને એકજ ઉપાય સુઝે છે અને તે એજ કે એમને આ ગુંચવણ ભરી સ્થિતિમાંથી કેળવીને બ્હાર કાઢવા. આપણે રાષ્ટ્રિય સ્વાતંત્ર્યના સ્વપ્ના જોઈએ તે પ્હેલાં એ ખાસ જરૂરનું છે કે મનુષ્ય જાતિને માટે આપણી દૃષ્ટિ વિશાલ થવી જોઇએ કે જેથી કરીને આપણા જીવનને બાંધી રાખનાર આવી બેડીઓને તોડી પાડવા આપણે સમર્થ થઈએ."

સ. ૧૯૧૬ માં મી. જ્યૉર્જ એ. વેડે હિંદમાં ઘણા જાણીતા થયેલા સર જ્યૉર્જ બર્ડવુડ કે. સી. આઇ ઈ.,

સી. એસ. આઈ. સાથે હિન્દની જ્ઞાતિ સંસ્થા વિષે વાત કરતાં તે બાબતમાં તેમનો અભિપ્રાય પૂછ્યો ત્યારે નીચે મુજબનો તેમણે ઉત્તર આપ્યો:—

" જ્ઞાતિ એ મુખ્ય ચક્ર છે જેના ઉપર હિંદુસ્તાનનું સમગ્ર જીવન ફરે છે, જેઓ જ્ઞાતિની સ્હામે બુમો પાડે છે તેમની સાથે હું સ્હેજ પણ સંમત થતો નથી, કારણ કે એ લોકો કેવી ગંભીર વાતો કરે છે તેનો તેમને ખ્યાલ પણ નથી. હિંદમાં જ્ઞાતિ એ એક જાતની વ્યાપારી મંડળી જેવી છે; અને એક આખી જીંદગીના અનુભવ પછી હું કહી શકું છું કે એ એક જાતનું ઉદાર અને ફાયદાકારક વ્યાપારી મંડળ છે. "

મુંબાઈની હાઇ કોર્ટના નામદાર જજ જસ્ટિસ બીમન એક પ્રસંગે જાહેર ભાષણમાં જ્ઞાતિ વિષે નીચે મુજબ બોલ્યા હતા:—

" તમારા ડાહ્યા અને પૂજ્ય વડવાઓએ સંસારની જરૂરીઆતો પ્રમાણે યોજેલી અને સુંદર રીતે ગોઠવેલી હેરત પમાડતી વર્ણવ્યવસ્થા માટે મને ઘણું માન છે, જે હમેશ વધતું જાય છે; લોકોની ખફગીને પાત્ર થાઉં તો પણ આ માનની લાગણી બતાવ્યા વિના હું રહું નહી. તેની પ્રાચીનતાથી, તથા જે સામાજીક સલામતીની સાધારણ રીતે તે ખાત્રી આપે છે તેથી જાતિ બંધનનું જરુરતું વાસ્તવિકપણું સાબીત થાય છે, જો તેવી સાબીતીની જરૂર હોય તો. × × × સ્વતંત્રતા, સરખાપણું, ભાઇચારો આ સુંદર શબ્દો છે; સુંદર ભાવનાઓ છે; પરંતુ તેમના નામથી જેટલા ગુન્હા અને

પાપ, જેટલો અત્યાચાર અને ક્રૂરતા આચરવામાં આવ્યાં હશે, તેટલાં ભાગ્યે બીજા કોઈ ઘાતકી અગર જુલમી માણસે કર્યાં હશે.”

મીસીસ બીસાન્ટ જેણે હિન્દુ ધર્મની ઉન્નતિ અર્થે ઘણું કર્યું છે તેમનો અભિપ્રાય પણ જાણવો અગત્યનો છે. તે નીચે પ્રમાણે છેઃ—

“ હાલનું જ્ઞાતિ બંધારણ બહુ સખ્ત છે, અને હાલના સમયને એ તદ્દન બીન અનુકૂલ છે.

હાલ તો ફક્ત એટલુંજ કહી શકાય કે આધુનિક બંધારણ તો એક સત્વ રહિત ખોખુંજ માત્ર છે; સ્વાભાવિક વસ્તુઓને અથવા સામાજીક કાર્યોને અનુકુળ નથી જો કે પૂર્વનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે તે સમયમાં એ બંધારણ બહુ ઉપયોગનું—અમૂલ્ય—હતું.

હાલમાં ખરેખરૂં જ્ઞાતિ જેવું કાંઈ નથી—નામજ માત્ર રહ્યું છે, આપણે હવે એવાં પગલાં લેવાં જોઈએ કે જેથી નકામા ભેદો દૂર થાય. તમારે આ બે સ્થિતિઓમાંથી એક પસંદ કરવાની છે. કાંતો જ્ઞાતિમાં રહી એકલા અટુલા અને ગુલામીમાં રહો અથવા તો જ્ઞાતિની બેડીમાંથી છુટી સંપૂર્ણ સામાજીક સરખાપણું ભોગવો.

બીજી કોઈ પણ વસ્તુ કરતાં જ્ઞાતિએ હિન્દુ સમાજને બહુ ન્હાના ન્હાના વિભાગોમાં વ્હેંચી નાખી છે.

ત્હમે જ્યાં સુધી સર્વ પ્રકારના—જાતિના—મનુષ્યો સાથે છુટથી નહિ ભળો ત્યાં સુધી હિન્દમાતા તરફ ત્હમારે ધર્મ ત્હમે નહિ બજાવી શકો.”

લાલા લજપતરાય જ્ઞાતિ સંબંધે નીચે જણાવેલા ઉદ્દ્ગાર કાઢે છે:—

"હિન્દુઓનું જ્ઞાતિ બંધારણ એ એમને એક શાપ તેમજ આશિર્વાદ સમાન નિવડયું છે, એમની સામાજીક તથા રાજકીય અવનતિનું કારણ જ્ઞાતિજ છે; અને એમની સામાજીક તથા રાષ્ટ્રીય રચનાનો સંપૂર્ણ વિનાશ થતો અટકાવનાર, તથા એમનું પૂર્ણ વિદારણ થતું અટકાવનાર પણ જ્ઞાતિ જ છે. આ દેશના ઇતિહાસમાં જુદા જુદા સમયોમાં જે બીજી-અન્ય-વિવિધ ધાર્મિક સંસ્થાઓનું પ્રાબલ્ય હતું ત્હેમાં એમને તદન શોષાઇ જતાં-ભળી જતાં-અટકાવનાર પણ જ્ઞાતિજ છે. છેલ્લાં ૨૦૦૦ વર્ષોથી હિન્દુ ધર્મના કિલ્લાની એક સંરક્ષક દિવાલની જ્ઞાતિએ ગરજ સારી છે."

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર રા. રા. ઉત્તમલાલ ત્રીવેદી બી. એ., એલએલ. બી. જ્ઞાતિ સંસ્થા વિષે નીચે મુજબ જણાવે છે:—

" સમુદાયની એકતાના વિભાગ રૂપે જ્ઞાતિને જોવી ક્ષણવાર બંધ કરી વ્યક્તિની વિવિધતાની અને પૃથકતાની મર્યાદારૂપે જ્ઞાતિને આપણે જોઇએ ત્યારે એની પાછળ રહેલું એક સત્ય આપણને સમજાશે. જ્ઞાતિ એ ગૃહ્ય આચારવિચારમાં સમાનતાવાળા, વિવાહસંબંધથી જોડાવાને પાત્ર એવા કુટુમ્બોનો સમુદાય છે. વિવાહથી સંબદ્ધ થઈ જેમ સ્ત્રીપુરૂષ પોતાનું પૃથકત્વ દામ્પત્યધર્મમાં વિલીન કરે છે, પ્રજોત્પાદન પછી તેજ દમ્પતિ પોતાના કુટુમ્બમાં પોતાનું પૃથક્ જીવન વિલીન કરે છે, તેમ

કુટુમ્બો વિવાહથી સંબન્ધ પામેલા અથવા સંબન્ધ પામી શકે તેવા કુટુમ્બો સાથે એક કુટુમ્બના જેવો વ્યવહાર આચરી કુટુમ્બનું પૃથકત્વ કંઈક અંશે વિલીન કરે છે. આ માર્ગથી ગૃહ્ય આચારવિચારની સમાનતા–એકતા જળવાય છે, ધન, યૌવન, પ્રભુતાદિકથી ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતા કંઈક અંશે દબાય છે, અને કુટુમ્બ-સમુદાયની સેવા કરવાના અભિલાષથી અથવા તેમના સદ્ભાવની આકાંક્ષાથી મનુષ્ય અનેક પ્રકારના સત્કર્મો કરવામાં પ્રવૃત્ત થાય છે. આર્થિક જીવનમાં જેમ મહાજન આદિ સંસ્થાઓ સમુદાયહિતમાં સ્વહિતનું તાદાત્મ્ય કરવામાં ઉપયોગી થાય છે, રાજ્યજીવનમાં જેમ નગર, રાષ્ટ્ર ઇત્યાદિ સંસ્થાઓ સમુદાયના હિતને અવિરોધી થાય તેવી રીતે સ્વહિત સાધવાની અનુકૂળતા કરી આપનારી અને સમુદાયનો ઉત્કર્ષ સાધવાના સાધન રૂપ સંસ્થાઓ છે તેમ જ્ઞાતિ એ ગૃહ્ય જીવનના સદ્ અને અસદ્નો વિવેક કરાવનારૂં, તેવા વિવેકને રૂઢ કરનારૂં, " સ્વ " ની પશુતા મર્યાદિત કરનારૂં, અને તેના દિવ્ય અંશને ઉત્તેજીત કરી વિકસાવનારૂં, અમુક કુટુંબસમુદાયમાં સ્વતાને ડુબાડનારૂં, એક ઉપયોગી સાધન છે."

પ્રિન્સીપલ જોન કેર્ડ પોતાના ' ફીલોસોફી ઓફ રીલીજીયન ' નામના પુસ્તકમાં નીચે મુજબ કુટુમ્બ, જ્ઞાતિ, દેશ ઈત્યાદિમાં જે ઉત્તમ નીતિ સમાયલી છે તે સારુ લખે છે કે:—

" પ્રેમ, દયા, સ્નેહ, શ્રદ્ધા એ શબ્દોની વાસ્તવિક શક્તિનો, તેમજ કુટુમ્બ, જ્ઞાતિ, દેશ ઈત્યાદિ સાથેના

સમ્બન્ધોમાં જે ઉત્તમ નીતિ સમાયલી છે તેનો, જો આપણે પંડે એકલાંજ રહ્યાં કરીએ તો કદાપિ સાક્ષાત્ અનુભવ કરી ન શકીએ. કેવળ સ્વાર્થબુદ્ધિપરાયણ થઇ વિચારતાં જે સંસારસમ્બન્ધમાં આપણે રહીએ છીએ તે બધા આપણી સ્વચ્છંદ સ્વતન્ત્રતાને ઓછી કરવા-વાળા છીએ. પણ જરા પરબુદ્ધિ કરી વિચારતાં એજ સમ્બંધદ્વારા મુખ કરીને સ્વાર્થ બુદ્ધિથી થતાં સાંકડા મનને મારવાનો, કેવળ એકલાં રહેવાના દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ યોજેલો છે; અને કેવળ અહંપદ યુક્ત સ્વપરાયણ જીવિત કરતાં ઉચ્ચતર અને વિસ્તીર્ણ જીવિત ખરૂં પરમાધાર બ્રહ્મ જ્ઞાન તેમાં ભળવાનો સમ્ભવ બતાવેલો છે. કારણ કે ખરૂં સ્વરૂપ જાણવા માટે આપણે સ્વરૂપ કરતાં મોહોટાં થવું જોઇએ. જેને આપણે પ્રેમ કહીએ છીએ ને વાસ્તવિક રીતે, આપણા પોતાના જીવિતને સામાના જીવિતમય બનાવવું એનું બીજું નામ છે, આપણા સ્વરૂપનું ભાન, પરમાધાર રૂપના ભાનને માટે ભુલવાની વાત છે. ”

સર મોનિયર વિલિયમ્સ જ્ઞાતિ સમ્બન્ધી નીચે મુજબ જણાવે છેઃ--

“જ્ઞાતિની તદ્દન વિરૂદ્ધ બોલવાને અને તેને જડમૂળથી ઉખેડી નાખવાની આપણે વાતો કરીએ છિએ, પરંતુ આપણે ભૂલી જઈએ છિએ કે સામાજીક બંધારણ તરીકે એ ઘણીવાર ફાયદાકારક નીવડી છે. ”

આવા ભિન્ન ભિન્ન પ્રકારના મતો પ્રજાજન આગળ રજુ કરવામાં આવ્યા છે અને હર હમેશ આવતા રહે

છે. આવા પ્રસંગે બીન અનુભવી યુવાન વર્ગ લાગણીના જુસ્સામાં એક પક્ષ તરફ ઢળી પડે તો તે સ્વાભાવિક છે. તેથીજ જ્ઞાતિ પરત્વેની બન્ને બાજૂઓનો ચિતાર આપણા પ્રસિદ્ધ નેતાઓનાજ બોલોમાં લંબાણપૂર્વક રજુ કર્યો છે. હવે આપણે કયા નેતાના વિચાર પ્રમાણે ચાલવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

પંજાબમાં શીખ ધર્મ ગુરૂઓએ, બંગાળામાં શ્રી ચૈતન્યે, તથા સમસ્ત હિન્દમાં શ્રી બુદ્ધદેવે જ્ઞાતિબંધનોને શિથિલ કરવા માટે મહાન પ્રયત્નો આદર્યા હતા. પરંતુ તેમાં તેઓ સફળ થયા ન હોતા. હિંદની જ્ઞાતિઓના ઈતિહાસનો પૂર્ણ અભ્યાસ કરનારને જણાયા વિના રહેશે નહિ કે વેદકાળમાં જ્ઞાતિનું જે ઉચ્ચ સ્વરૂપ હતું તે હાલમાં તદ્દન બદલાઇ જઈ તેણે ઘણું અનિષ્ટ રૂપ ધર્યું છે. જ્ઞાતિ વિષે જાણીતા અંગ્રેજોના જે અભિપ્રાયો આપણે ઉપર જણાવ્યા છે તે જ્ઞાતિના ઉચ્ચ સ્વરૂપનેજ લાગુ પાડવા આવશ્યક છે. સ્વદેશભક્ત લાલા લજપતરાયે જ્ઞાતિની ઉજ્જવળ તથા અનિષ્ટ બન્ને બાજૂઓ દર્શાવી આપણને તેમનો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. રા. ઉત્તમલાલ પોતે પણ કહે છે કે જ્ઞાતિની ‘ જે અનિષ્ટતા આપણને જણાય છે તે ગૃહજીવન સિવાયના અન્ય પ્રકારના જીવનમાં એનું અસ્તિત્વ સ્વીકારવાથી, એની મર્યાદાઓને રાજયજીવન અને ધર્મજીવનની સાથે શેળ ભેળ કરવાથી ’ થઇ છે. આવા સંયોગોમાં પુખ્ત વિચાર કરી મધ્યમ માર્ગ કાઢવો એજ ડહાપણનો માર્ગ છે. એક વર્ષ ઉપર એક સંસ્થામાં

૭૯૯૪



જ્ઞાતિનો વિષય ચર્ચવામાં આવ્યો હતો તે પ્રસંગે પ્રમુખ સ્થાનેથી જ્ઞાતિસંસ્થાની બહાર રહી સુધારક પક્ષની જૂદી જ્ઞાતિ કાઢવાનો વિચાર મેં જાહેર કર્યો હતો, પરંતુ મારી જ્ઞાતિ પરિષદના પ્રમુખપદેથી ભાષણ કરવાની મારે માથે કાર્યકારણી સભાએ ગમ્ભીર ફરજ નાખી જ્ઞાતિસંબંધી સાહિત્ય ઉથલાવવાની મને ફરજ પાડી હતી; તેથી જે અમૂલ્ય લાભ મને પ્રાપ્ત થયો છે તે એજ કે જ્ઞાતિની અંદર રહીનેજ આપણી તેમજ જ્ઞાતિની ઉન્નતિ થવી શકય છે એવું મારૂં માનવું થયું છે. આપણે સર્વેએ એક મત થઇ કબૂલ તો કરવુંજ પડશે કે હાલની જ્ઞાતિની સ્થિતિ ઘણીજ કફોડી તથા અત્યંત હાનિકારક છે. આ નિયમ સ્વીકારીનેજ આપણે આજે અત્રે ભેગા મળ્યા છીએ. જ્ઞાતિસમૂહને 'મહારાક્ષસ', 'એક જૂના મકકમ પાપી માણસ' વગેરે નઠારાં વિશેષણ લગાડી જ્ઞાતિની સંસ્થા સુધરી શકવાની નથી. આખી હિંદુ જાતિ જાતિ પાળનારી જ્ઞાતિ છે માટે તેને સુધારી હાલના સમયને અનુકુળ આવે તેવી બનાવવી હોય તો પ્રત્યેક દેશભક્તની પવિત્ર ફરજ છે કે તેણે જ્ઞાતિ સંસ્થાને એક ઉપયોગી સંસ્થા લેખીને તથા તેને અંગે ઉદભવતા વિકટ પ્રશ્નોનો પૂર્ણ વિચાર કરીને તેમાં જે હાનિકારક તત્ત્વો હોય તે નિર્મૂળ કરવાં જોઇએ. આપણે જાણવું જરૂરનું છે કે આપણો દેશ લગભગ તદ્દન અણકેળવાયલો છે. સેંકડે દશ ટકાજ લખી વાંચી જાણે છે. આવી અજ્ઞાનાવસ્થામાં દેશોન્નતિના વિચાર પ્રજામાં કયાંથી જન્મ પામે? આવે પ્રસંગે કેળવાયેલા જ્ઞાતિબંધુઓની ફરજ છે કે તેમણે પોતાની જ્ઞાતિના

તાબેદાર સેવક થઇને કળવકળથી લોકોને તેમના કાર્યમાં થતી ભૂલ એક બંધુ તરીકે નમ્રતાપૂર્વક જણાવવી. આ મુજબ ચાલવાથીજ આપણી જ્ઞાતિસંસ્થાની ઉન્નતિ થશે.

આપણે અત્યાર સુધી તો માત્ર એ નિશ્ચય કર્યો કે મનુષ્યમાત્રમાં કુદરતી રીતે ધંધાઆદિ કારણોને લીધે વિભાગો પડે છે એ સિદ્ધાન્ત જોતાં જ્ઞાતિનો સમૂળ નાશ કરવો એ ઘણું મુશ્કેલ છે, બલ્કે તદન અશકય છે. જો શકય હોય તો પણ તે સાથે ઘણી સદીઓ પસાર કરવી પડશે. માટે જ ડહાપણનો માર્ગ એજ છે કે જ્ઞાતિ વિરૂદ્ધની કૉન્ફરન્સ વગેરે ભરી જ્ઞાતિના સભ્યોને ન ખીજવતાં આપણે તેમની સાથેજ રહી કાર્ય કરીશું તોજ તેમાં આપણી જ્ઞાતિનું તેમજ આપણા દેશનું હિત સચવાશે.

## જ્ઞાતિની પરિષદો.

જ્ઞાતિના અસ્તિત્વની જરૂરિયાત વિશે આટલું જણાવી હવે આપણે જ્ઞાતિપરિષદની જરૂર વિષે વિચાર કરીશું. દર વર્ષ જ્યાં ઈન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ ભરાય છે ત્યાં હિંદી સોસ્યલ કૉન્ફરન્સ ભરવામાં આવે છે. સમગ્ર હિંદની બધી જ્ઞાતિઓના આગેવાન સંસાર સુધારકો ડેલીગેટો તરીકે ત્યાં આવે છે અને ત્યાં સમગ્ર હિંદનાં સાંસારિક મુખ્ય પ્રશ્નો ચર્ચાઈ ચોક્કસ ઠરાવો પસાર કરવામાં આવે છે. ખરી રીતે, આ કૉન્ફરન્સમાં મોટો ભાગ હિંદુઓનોજ હોય છે, તેથી જે મહાન પ્રશ્નોની ટુંક સમયમાં ચર્ચા થઈ શકે તે પ્રશ્નોજ ત્યાં

હાથ ધરવામાં આવે છે. વળી આ ઉપરાંત પ્રાંતિક સંસાર સુધારા કૉન્ફરન્સમાં પણ હિંદુઓની જૂદી જૂદી જ્ઞાતિઓનાં સ્ત્રીપુરૂષો ભેગાં મળી સાંસારિક વિષયો પર ભાષણો કરી ચોક્કસ ઠરાવો પસાર કરે છે. આવા કૉન્ફરન્સમાં જે પ્રાંતમાં કૉન્ફરન્સ ભરાવામાં આવે છે તેમાં અન્ય સાંસારિક પ્રશ્નો સાથે તે પ્રાંતના વિશેષ સાંસારિક પ્રશ્નોને અગ્રપદ આપવામાં આવે છે. છતાં-એ તેમાં ચોક્કસ જ્ઞાતિઓના પ્રશ્નોનો તો અછડતી રીતેજ વિચાર કરવામાં આવે છે. આ બન્ને જાતના કૉન્ફરન્સમાં ભાગ લેવો એ આપણી ફરજ છે. આમ કર્યાથી આપણી દૃષ્ટિ વિશાળ થાય છે અને આપણને આપણી જ્ઞાતિમાં કઈ પદ્ધતિએ સુધારા કરવા તેનું ભાન થાય છે. આ ઉપરાંત હિંદુ કૉન્ફરન્સ ભરવામાં આવે છે તેમાં રાજકીય, ઔદ્યોગિક, નૈતિક વગેરે હિંદુ જ્ઞાતિને લગતા સર્વ મહાન પ્રશ્નો ચર્ચવામાં આવે છે. આ શુભ પગલું હાલના સમયને વાસ્તે તો ઘણુંજ અગત્યનું છે. લખનૌ ખાતે ભરવામાં આવેલા છેલ્લા હિંદુ કૉન્ફરન્સમાં પ્રમુખ પદેથી જે વિચારશીલ ભાષણ દીવાન વી. પી. માધવરાવ સી. આઈ. ઈ.એ આપ્યું હતું તે વાંચવાથી આપણી ખાતરી થાય છે કે ઇંન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ ઉપરાંત આપણી હિંદુ જ્ઞાતિના ખાસ લાભ સાચવવા માટે આવાં કૉન્ફરન્સની ખાસ અગત્ય છે. દીવાન માધવરાવના બોલોમાં કહીએ તો "પ્રાચીન સંસ્કૃતીવાળી આપણી જૂની કોમ હસતીમાં રહે એટલાજ સારૂં નહીં પણ પોતાના માનની ટેક અને ધાર્મિક સત્ય સિદ્ધાંતોનો ફાયદો તે સમસ્ત દુનિયાના લોકોને આપવા

માંગતી હશે" તો હિંદુ કૉન્ફરન્સની જરૂર છે એટલુંજ નહિ પણ હિંદુ સભાની ઠેકઠેકાણે શાખા કાઢી તેનું કાર્ય સંગીન પાયા પર ચલાવવું જોઇએ. આ કૉન્ફરન્સ વખતે જે દૂરઅંદેશી ઠરાવો આપણી હિંદુ જ્ઞાતિના લાભ સારૂ પસાર કરવામાં આવ્યા હતા તે તરફ ઉડતી દૃષ્ટિ ફેંકવાથી આ મહાન સંસ્થાની ઉપયોગિતાનું આપણને અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત થશે. આ સંસ્થાને અંગે ચલાવવામાં આવતી હિંદુ સભામાં માત્ર વાર્ષિક રૂ. ૬ આપી સભાસદ થવાય છે. અને તેમાં જોડાવું એ દરેક હિંદુ ધર્માભિમાનીની ફરજ છે. આ સંસ્થામાં પણ સમગ્ર હિંદુ જ્ઞાતિને લગતા પ્રશ્નો હાથ ધરવામાં આવે છે એટલે ત્યાં પણ જૂદી જૂદી જ્ઞાતિઓના પ્રશ્નો ચર્ચાવાનો અવકાશ નમળે એ તો દેખીતું છે.

આવી રીતે આપણું હિંદુપણું જાળવી રાખી હિંદુ કૉન્ફરન્સ અને હિંદી સંસાર સુધારક કૉન્ફરન્સમાં જોડાઇને પણ આપણે આપણી ફરજ બજાવી એમ ગણાશે નહિં. આ મોટી સંસ્થાઓમાં ભાગ લેતા પ્રસિદ્ધ પુરૂષોના લાંબા અનુભવ પરથી આપણે જ્ઞાન ગ્રહણ કરી તે જ્ઞાનનો સદુપયોગ આપણે આપણી જ્ઞાતિ પરિષદ્‌માં કરી જ્ઞાતિની ઉન્નતિ સાધી દેશોન્નતિનો માર્ગ સરળ કરી આપીશું ત્યારેજ આપણે આપણું કર્ત્તવ્ય બજાવેલું ગણાશે. વણિક જ્ઞાતિયોની છુટી છુટી પરિષદો આવકારદાયક છે. પણ તે સાથે જેમ જ્ઞાતિનાં મંડળોની પરિષદ્ ભરવાની જે ઉપયોગી પ્રથા થોડા સમયથી કાઢવામાં આવી છે તેજ મુજબ આખી વણિક કોમની પરિષદ્ પણ દર પાંચ વર્ષે ભરવામાં આવે તો ઘણો

મોટો લાભ થાય એમાં કાંઈ શક નથી. અત્યાર સુધીમાં વણિક જ્ઞાતિઓ અને તેમના નેતાઓને આ વાતનો અમલ કરવાનું કેમ સુઝયું નથી એ જોઈ મને અત્યંત આશ્ચર્ય થાય છે.

જે પ્રમાણે વેદ વ્યાસે કહ્યું છે કે વેદ, સ્મૃતિ, અને પુરાણ એમની વચ્ચે એક બીજા સાથે વિરોધ પડે ત્યારે વેદ બલવત્તર અને સ્મૃતિ તથા પુરાણ વચ્ચે વિરોધ પડે તો સ્મૃતિ બલવત્તર, તેવીજ રીતે જ્ઞાતિ હિત, હિંદુ જ્ઞાતિહિત તથા દેશહિત વચ્ચે વિરોધ પડે તો દેશહિતને પ્રથમ સ્થાન, તેનાથી ઉતરતા હિંદુ-જ્ઞાતિના હિતને અને સૌથી ઉતરતા જ્ઞાતિહિતને આપવું એમાંજ આપણી કીર્તિ છે, એમાંજ આપણો સત્ય ધર્મ છે.

આ નિયમ જો હર હમેશા આપણે ધ્યાનમાં રાખીશું તો કોઈ પણ સમજુ દેશભક્ત આપણી જ્ઞાતિહિતની પરિષદ્‌ની હિલચાલની અવગણના કરશે નહિ. એક વયોવૃદ્ધ, માનનીય સંસાર સુધારક જ્ઞાતિની પરિષદો તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. આવા અભિ-પ્રાયોનો રદીયો સદ્‌ગત રાયબહાદુર લાલા બૈજનાથના બોલોમાંજ હું આપીશઃ—

"જે મુજબ આપણે કામ લઇએ છીએ તેથી જે તફાવતો તથા ભેદભાવો હસ્તીમાં હોવા જોઇએ નહિ તેને આપણે સ્થાઈ રૂપ આપતા નથી. ઉલટા આપણે જેવી સ્થિતિમાં આપણો સમાજ છે તેનેજ વસ્તુ-સ્થિતિમાની લઈ કામ કરવાથી—તળીયેથી ઉપર જવાની

પદ્ધતી જે સંસાર સુધારાના કાર્યમાં તે એકલીજ વ્યાજબી પદ્ધતિ ગણાય--તે પદ્ધતિથી આપણે આપણો સંસાર સુધારો આરંભ કરીયે છીએ."

આ પરિષદ્દોનો ઉદ્દેશ 'આપણી જ્ઞાતિની ઉન્નતિ કયે પ્રકારે થઈ શકે તે નિર્ણય કરવાનો તથા તેનો કઇ રીતે આપણી જ્ઞાતિના જૂદા જૂદા વિભાગો અમલ કરી શકે તે સંબંધી વિચાર કરવાનો છે.' ટુંકામાં કહું તો આ પરિષદોનો હેતુ આપણો જ્ઞાતિસંસાર સુધારવાનો હોવો જોઈએ. અંગ્રેજીમાં જેને 'સોસાયેટી' કહે છે અને જેને આપણે જ્ઞાતિ કે પ્રજા કહીએ છીએ તેનેજ સંસાર સમજવો. આર્યાવર્ત્તના આર્યો એ આપણો પ્રજા સંસાર કહેવાય પરંતુ હાલમાં દરેક દેશનો વતની પોતાના દેશની પ્રજાના નામથીજ પોતાને ઓળખાવે છે. ગુજરાતી પ્રજાના નામથી આપણે પોતાને ઓળખાવી શકીએ પરંતુ કમભાગ્યે ગુજરાતી હિંદુ પ્રજામાં પણ અગણિત ભેદો પડી ગયા છે. વાસ્તે હાલ તરત આપણે આપણો સંસાર ફક્ત આપણી જ્ઞાતિની સંકુચિત સંસ્થા સારૂજ વાપરી સંતોષ પકડીશું. પશુઓ તથા જંગલી લોકો માફક ખાવું પીવું અને ઉંઘવું એમ નહિ પરંતુ સુઘડતાથી રહેવું, ઉપયોગી કાર્ય કરવું; બુદ્ધિને ખીલવવી અને જ્ઞાન, શોધ, કળા કૌશલ્ય અને શાસ્ત્રથી હિંદુ લોકોને વધારે સુખી અને વધારે સારા કરતા રહેવું એનું નામજ સુધારો.

જ્ઞાતિપરિષદોમાં આપણે જ્ઞાતિસંસાર સુધારવા ભેગા મળવાનું છે. આપણા સાંસારિક પ્રશ્નો વખતના વહેવા

સાથે ઘણી ગુંચવણ ભરી સ્થિતિમાં આવી પડયા છે. આપણા સંસારનું બંધારણ ધાર્મિક પાયાપર રચાયેલું છે તેથી તેની ગુંચ ઉકેલવાનું કામ મહાવિકટ છે એમ આપણે કબૂલ કરવું પડશે. આવી રીતે એકઠા મળી આપણે સાંસારિક વિટંબણાઓ કેમ દૂર કરવી તે વિષે વિચાર કરવો ઘણું અગત્યનું છે. સ્વાર્થબુદ્ધિ ત્યાગી શાંત ચિત્તે દરેક પ્રશ્નપર ઉંડો વિચાર કરી આપણી સમસ્ત જ્ઞાતિના જૂદા જૂદા વિભાગોને સૂચના રૂપ ઠરાવો આ પરિષદમાં આપણે પસાર કરવા જોઈએ. આમ કરવાથી હાજર રહેલા ગૃહસ્થોના મત કેળવાશે એટલુંજ નહિ પરંતુ આખી જ્ઞાતિના મત કેળવાશે અને પરિણામે આપણી સ્થિતિ પ્રતિદિન સુધરતી રહેશે. આવી સમસ્ત જ્ઞાતિની પરિષદ અમુક અમુક સમયે વારંવાર ભરાવાથી આપણે ગુજરાતી પ્રજા છીયે, આપણે એકજ ઈષ્ટ દેવનાં બાલકો છીએ માટે એકજ જ્ઞાતિના બંધુઓ કહેવાઇએ તેનું વારંવાર ભાન થવાથી આપણે આપણા ભેદો ભૂલી જતાં શીખીશું. આવી રીતે મોટા સમૂહોમાં એકત્ર મળવાથીજ આપણામાં નવીન પ્રકારનો જુસ્સો પેદા થશે, આપણને નવીન પ્રકારનું બળ મળશે. બંધુઓના મોટા મેળાવડાઓમાં આપણી નબળાઇનો ખ્યાલ આપણને આવતો નથી, પરંતુ હોંસભેર કાર્ય પાર ઉતારવાની અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે. પરિષદમાં વિચારની આપ લે કરવાથી સંસાર સુધારવાનો રસ્તો સહેલો થઈ પડે છે. આવી પરિષદો ભરાવાથી આપણે આપણી જ્ઞાતિની પ્રગતિનું પ્રમાણ કાઢી શકીએ છીએ એટલુંજ નહિ પરંતુ આપણે કેટલા

પશ્ચાત રહ્યા છીએ તે જોવાની આપણને તક મળે છે. આવી પરિષદો જ્ઞાતિનાં રીતરિવાજોને દેશ કાળને અનુસરી દેશોન્નતિને માર્ગે જ્ઞાતિબન્ધુઓને વાળવા પ્રેરે છે. આ પરિષદ અમુક ગામના જ્ઞાતિબન્ધુ તથા બંધુઓના અમુક લાભ સાચવવા મેળવવાની નથી. પરંતુ સમસ્ત જ્ઞાતિનું બધી રીતે હિત કેમ સચવાય તે વિચારવા સારૂ મેળવવાની છે. ઘણીક વખતે અમુક સંયોગોમાં જ્યારે અમુક પ્રજા મૂકાય છે ત્યારે ન છુટકે તે પ્રજાને તેવા રીતરિવાજોમાં સુધારાવધારા કરવા પડે છે. આ રીત અચોક્કસ હોવાથી સુધારાનું કાર્ય આગળ વધતું નથી. સુધારાવધારાનું કામ નિયમિત રીતે આગળ ચલાવવા વાસ્તે આપણે વિચાર કરી ઉત્સાહપૂર્વક કાર્ય હાથ ધરવું પડે છે; અને આવું કાર્ય આવી પરિષદ્ ભરીનેજ હાથ પર લઈ શકાય છે. આવી પરિષદો સૂચના રૂપે ઠરાવ પસાર કરી જ્ઞાતિના જુદા જુદા ગામના પેટાવિભાગોને કાર્ય કરવાની પદ્ધતિનો ખ્યાલ આપી જ્ઞાતિઓને અથવા જ્ઞાતિઓનાં મંડળોને પોતાની જરૂરિયાતોના પ્રમાણમાં તેની સૂચનામાં ઘટતો ફેરફાર કરી ઠરાવોનો અમલ કરવામાં સરળતા કરી આપે છે. જાહેરમાં પરિષદ ભરવાથી અને તેનું કામકાજ જાહેર છાપાઓમાં પ્રસિદ્ધ થવાથી નિયમિત રીતે કાર્ય કરવાની ટેવ પડી ઉત્સાહ અને આગ્રહથી કાર્ય આગળ વધારવાની તથા તેમાં હર વખત સુધારાવધારા કરવાની ઉચ્ચ પ્રેરણા થાય છે. પરિષદમાં જુદી જુદી વ્યક્તિઓ પોતાની મતિ પ્રમાણે પ્રેક્ષક વર્ગ આગળ વિચારો રજુ કરે છે અને પરિણામે વખત જતાં

જ્ઞાતિબંધુઓમાં ચોક્કસ સુધારાઓ સારૂ લોકમત કેળવાઈ વ્યવહારમાં તેનો અમલ થાય છે.

આપણી પ્રાચીન સાંસારિક રૂઢિઓ સમયને અનુસરી ફેરવવાની જરૂર છે. આમ ન કરવાથી આપણે આપણી જ્ઞાતિની ઉન્નતિમાં વિઘ્નરૂપ થઈ પડીશું. દુનિયાની પ્રગતિ વીસમી સદીમાં કેટલી થઈ છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. આ પ્રગતિની સાથે રહેવા સારૂ જ્ઞાતિહિતચિંતક સ્ત્રીપુરૂષોની ફરજ છે કે તેમણે એકઠા મળી જ્ઞાતિ અને દેશહિતનો વિચાર કરવો. આપણા સાંસારિક રિવાજોમાં આપણા પર રાજ્ય કરતું પરદેશી રાજ્ય વ્યાજબીજ રીતે હાથ ઘાલવા અચકાય છે. તેથી કરીને આપણને ખાસ કરીને આપણા જાતિબળ ઉપરજ આસ્થા રાખીને કાર્ય કરવું પડે છે. જે પ્રમાણે આપણે હિંદમાં સદ્દગત થયેલાં આપણાં વડિલોનું શ્રાદ્ધ કરી તેઓ તરફ દરવર્ષે ઉંચા પ્રકારના માનની લાગણી દર્શાવીએ છીએ તેવી રીતે જો આપણે આપણી સમસ્ત જ્ઞાતિના મૂળ પુરૂષની કીર્તિ જાળવવા ભગીરથ પ્રયત્નો કરીશું તો તે મૂળ પુરૂષની આશિષથી આપણને ફતેહ મળશે એમાં કાંઈ સંદેહ નથી. આવી રીતે કામ લેવાથી આપણે આપણા પૂર્વજોને સંતોષીશું એટલુંજ નહિ પરંતુ આપણે આપણી ભવિષ્યની પ્રજાની આશિષ મેળવવા ભાગ્યશાળી નીવડીશું. આ ઉપરાંત આપણી જ્ઞાતિ ભગિનીઓ તથા બંધુઓની ઉન્નતિ કરી તેઓ તરફની ખરી પ્રીતિ પ્રકટ કરીશું ત્યારેજ આપણે ઈશ્વરની ખરી ઉપાસના કરી એમ ગણાશે. કારણ કે આપણા પરમ કૃપાળુ ઈશ્વરની ખરી પ્રીતિની પારખ

આપણી જ્ઞાતિપર, આપણા દેશપર તેમજ સમસ્ત મનુષ્યપ્રાણી પર પ્રીતિ રાખવાથી થાય છે.

પરિષદ્ ભરવાના હેતુ આટલા લંબાણથી સમજાવવાની જરૂર મને જણાઇ છે. પરિષદ્‌નો વાસ્તવિક હેતુ શ્રીમંત મહારાજા ગાયકવાડના શબ્દોમાં કહું તો બીજો કોઈનહિ પણ "આપણા પૂર્વજોની સત્ય અને ઉત્તમ ભાવનાઓ જે હર હમેશને વાસ્તે ઉત્કૃષ્ટ રહેશે અને મનુષ્યમાત્રને પૃથ્વી પર હાંસલ કરવા લાયકની રહેશે" તેજ ભાવનાઓ આપણા સમાજમાં સુધારા વધારા દાખલ કરી ફળીભૂત કરવાનો છે.

પ્રિય બ્હેનો તથા બન્ધુઓ! આ ભારતવર્ષની આપણા પૂર્વજોની ઉચ્ચ ભાવનાઓ મુજબજ આપ ચાલો એવી મારી ઇચ્છા છે.

## આપણી પ્રાચીન સ્થિતિ.

### આપણો દેશ.

ઘણા વખત પૂર્વે હિંદુસ્તાનને જંબુદ્વીપ અથવા સ્વર્ગને ચુંબન કરનાર ફળવાન જાંબુડાની ધરતી કહેતા હતા. ભારતને વાસ્તે સ્વામી વિવેકાનંદ ભાર મૂકીને કહેતા હતા કે 'ભારત એવી ભૂમિ છે કે ત્યાં જે જે આત્માઓ પરમાત્મપદ પ્રત્યે જવાનો માર્ગ ઈચ્છે છે તેઓને અવસ્ય આવવુંજ પડશે.' નામદાર જસ્ટિસ રાનડેએ આપણા દેશ સંબંધે નીચે પ્રમાણે કહ્યું છે:—

"આ બે વસ્તુઓમાં મ્હને પૂર્ણ શ્રદ્ધા છે. આપણો દેશ એ નિ:સંશય Land of Promise છે, અને આપણી પ્રજા Chosen Race છે. આ

પુરાણા આર્યાવર્ત ઉપર પ્રભુએ પોતાના સર્વોત્તમ આશિર્વાદો નિષ્પ્રયોજન વર્ષાવ્યા નથી. ”

## હિન્દુ સંસ્કૃતિ.

હિંદુ સંસ્કૃતિ માટે સર ટોમસ મનરોએ સને ૧૮૧૩ માં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

હિંદુઓની સંસ્કૃતિ એટલે શું તે હું બરોબર સમજી શકતો નથી. વિજ્ઞાનના ઉચ્ચ પ્રદેશોમાં, ઉત્તમ રાજ્યનીતિના સિદ્ધાંતો અને આચારોના જ્ઞાનમાં, અને વ્હેમ તથા દુરાગ્રહને દૂર કરનાર સર્વ દિશામાંથી સર્વ જાતનો બોધ ગ્રહણ કરવા સમર્થ બનાવે એવી કેળવણીમાં હિન્દુઓ યુરોપીયનો કરતાં બહુ ઉતરતા છે. પણ—ખેતીવાડીની સારી પદ્ધતિ; બીજે ન મળે એવું વ્યાપારકૌશલ્ય; સુખ અને સગવડનાં સાધનો ઉત્પન્ન કરવાની શક્તિ; વાંચન, લેખન અને ગણિત શીખવવાને દરેક ગામડામાં સ્થપાતી નિશાળો; સર્વ સ્થલે દેખાતું ઉદાર આતિથ્ય; અને સૌથી ચઢતું તો, કોમળતા અને વિશ્વાસભર્યું સ્ત્રી જાતિ તરફ સન્માન;-એજ જો સંસ્કૃતિની મુખ્ય નિશાનીઓ હોય તો હિંદુઓ યુરપના દેશોકરતાં રહેજ પણ ઉતરતા નથી. અને જો આવી સંસ્કૃતિનો એ દેશો વચ્ચે વ્યાપાર ચાલે તો મ્હને સમ્પૂર્ણ ખાત્રી છે કે હિંદની આયાતથી ઈંગ્લંડને નિઃસંશય લાભ થશે. ”

## હિન્દના વતનીઓ.

ઇંડીયન નેશનલ કૉન્ગ્રેસનાં પિતા સદ્ગત મી. એ. ઓ. હ્યુમ ઇંગ્લંડના રહીસો સાથે હિંદના રહીસોની સરખામણી કરતાં નીચે પ્રમાણે કહે છે:—

"આપણા ઉત્તમોત્તમ હિંદીઓને ઈંગ્લંડના સાધારણ-પ્રાકૃત—મનુષ્યો સાથે ત્હમે સરખાવશો તો એ લોકો મહાપુરૂષોની આગળ માંકડા જેવાજ લાગશે. હિંદમાં વસતા ઉત્તમ ઈંગ્રેજો લાંબા અને સતત શ્રમથી કેળવાયલા છે તથા ભારે જવાબદારીઓને લીધે જેઓ ગમ્ભીર અને મજબૂત બન્યા છે તેમને હિંદના તદ્દન સાધારણ માણસો સાથે સરખાવશો તો એ ઈંગ્રેજો ત્હમને દેવો જેવા લાગશે. પરંતુ બન્ને દેશના ઉત્તમ મનુષ્યોને નિષ્પક્ષપાતપણાથી તપાસતાં એકંદરે એક વર્ગ બીજા કરતાં ચઢીઆતો અથવા ઉતરતો છે એમ કહેવું વિચારણીય થઈ પડશે: જોકે દરેકનામાં પોતાના દોષો અને પોતાના ગુણો તો હશેજ."

પ્રો. મેકસમુલર હિંદી સ્ત્રીપુરૂષોવાસ્તે લખે છે કે:—

"ઘણાં હિંદીઓ—પુરૂષો તેમજ સ્ત્રીઓને હું સારી રીતે ઓળખું છું, અને રજપણ અતિશયોક્તિ વિના હું કહી શકું છું કે ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીના કેટલાક ઉત્તમ મનુષ્યો જેમની સાથે હું ઘાડા સંબંધમાં આવ્યો છું તેમની સાથે ઘણી સારી રીતે એમની સરખામણી થઈ શકે એમ છે. પરમાર્થ, ઉચ્ચ આદર્શો તરફ સતત લક્ષ્ય, સત્ય, પવિત્રતા અને ખરો ધર્મ—આ ગુણો ધરાવનાર કેશવચંદ્ર સેન જેવા મહા પુરૂષો અને રમાબાઈ જેવી વીર સન્નારીઓ બહુ થોડીજ મળશે; અને આ બન્ને સાથે મ્હારે ગાઢ મૈત્રિ છે જે માટે મ્હને અભિમાન થાય છે, એ બન્ને કદાપિ અપવાદ રૂપ હશે; હા, અપવાદ રૂપ ખરાં પણ જેમ હિંદમાં તેમજ

યુરપમાં પણ તેઓ અપવાદ રૂપ ગણાતાજ. માઉન્ટ એવરેસ્ટ એક અપવાદ રૂપ છે. માઉન્ટ બ્લૅંક એક અપવાદ રૂપ છે; પણ પર્વતોની ઉંચાઈ આપણે ત્હેનાં ઉંચામાં ઉચાં શિખરોથી માપીએ છિયે. તેવીજ રીતે એક દેશની મહત્તા એનાં ઉત્તમ સ્ત્રી પુરૂષોથી મપાય છે."

સદ્‌ગત રાજા સર ટી. માધવરાવ આપણાં સાંસારિક સદ્‌ગુણોસંબંધી લખતાં નીચે મુજબ જણાવે છેઃ—

"લાંબો અભ્યાસ, પૂર્ણ અનુભવ અને સંભાળ ભર્યાં નિરીક્ષણ પછી હું આ નિશ્ચય ઉપર આવ્યો છું કેઃ જો હિંદુઓની અને બીજી સુધરેલી પ્રજાઓની સરખામણી કરવામાટે સુયોગ્ય ફીલ્સુફોની એક કમીટી-સભા-નીમવામાં આવે તો, સાધારણ સામાજીક અને ગૃહસંસારી ગુણો માટે એમનો નિર્ણય ઘણે અંશે હિંદુઓની તરફણેમાંજ આવશે."

## ધાર્મિક જીવન.

સર મોનીયર વીલીયમ્સ પોતાના 'હિંદુ ધર્મ' નામના ગ્રંથમાં આપણા ધર્મ સંબંધી નીચે મુજબ લખે છેઃ—

"હિંદુ ધર્મ, એ સર્વવાહી, સર્વાનુકૂળ, સર્વવ્યાપી, અને સર્વસંગ્રહી છે. તેમાં અધ્યાત્મવિજ્ઞાન છે તેમજ પદાર્થવિજ્ઞાન પણ છે, રહસ્ય દર્શન છે તથા સામાન્ય દર્શન પણ છે. કર્તૃવાદ પણ છે, અને કર્મવાદ પણ છે, યુકિતવાદ અને અયુકિતવાદ પણ છે, દક્ષિણ માર્ગ છે અને વામ માર્ગ પણ છે. કર્માસકત તેમજ ભોગાસકત, નીતિવાન તેમજ ભકિતમાન, તર્કપરાયણ તેમજ બુદ્ધિ-

પરાયણ અને તત્વજીજ્ઞાસુ તેમજ વિચારશીલ એ સર્વ પ્રકારના મનુષ્યોને માટે તેમાં ભિન્ન ભિન્ન માર્ગ છે. યજ્ઞાદિ ક્રિયાઓમાં નિરત મનુષ્યોને પણ તે સર્વ રીતે સંપૂર્ણ જણાય છે; ગ્રંથોનું પ્રમાણ નહિ માનનારા અને શ્રદ્ધાનોજ સ્વીકાર કરનારાઓને પણ તેથી બહાર જવાની જરૂર નથી; વિષયસુખમાં નીરત મનુષ્યો પણ તેમાં રહીને પોતાની વાસનાઓ તૃપ્ત કરી શકે છે; જીવાત્મા તથા પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં, પ્રકૃતિ તથા પુરુષનો સંબંધ સમજવામાં તેમજ જીવની પૃથકતાનું રહસ્ય અને દુઃખનું ફળ જાણવાનો યત્ન કરવામાં વળી જેઓ આનંદ માનતા હોય, એવા સર્વ પ્રકારના તર્કશીલ મનુષ્યો પણ આ ધર્મમાં પોતાનો અભિલાષ પરિપૂર્ણ કરી શકે છે."

સ્વ. સર વીલીયમ હંટર કહે છે કે:--"હિંદુઓ, આખી દુનિઆમાં એક સૌથી વિશેષ સહનશીલ ધર્મ-વિલંબીઓ છે."

કલકત્તા હાઇ કોર્ટના જડજ જસ્ટિસ વુડરૉફે પોતાના એક ભાષણમાં કહ્યું હતું કે:--

"બીજા કોઈ પણ ધર્મ કરતાં હિંદુ ધર્મ પશ્ચિમના વિજ્ઞાન શાસ્ત્રની જોડે ઘણો મળતો આવે છે."

## નૈતિક જીવન.

મી. મન્મથ સી. મલિક બૅરિસ્ટર—ઍટ—લૉ જેમણે 'આઈડીયલસ્' અને 'ધી રીલીજીયન ઑફ એક-ઝીસ્ટન્સ્' નામનાં બે અગત્યનાં પુસ્તકો લખ્યા છે તેઓ કહે છે:--

"નૈતિક જીવન ગાળવામાં અને ધાર્મિક શિક્ષણમાં આર્ય દેશીઓએ પરદેશીઓ પાસેથી કાંઈ પણ શીખવાનું નથી."

## માનસિક સ્થિતિ.

આર્યાવર્ત્તેજ રામાયણ અને મહાભારતને જન્મ આપ્યો છે. વાલ્મીકિએ પોતાના ગ્રંથ વિષે જે ભવિષ્યવાણી કહી હતી કે 'જયાંસુધી પહાડો અને નદીઓ પૃથ્વીમાં રહેશે ત્યાંસુધી રામાયણની કથા લોકોમાં ચાલશે' તે આપણે સાર્થક થયેલી જોઈએ છીએ. કોપર્નીકસ નામના પ્રસિદ્ધ ખગોળવેત્તાએ શોધ કરી તે પહેલાં આર્યભટે કહ્યું હતું કે 'પૃથ્વી ચાલે છે, પરન્તુ સ્થિર જોવામાં આવે છે.' આગળ રાજ્ય તરફથી મોટી પાઠશાળાઓ જુદે જુદે સ્થળે કાઢવામાં આવી હતી તેમાંની નાલંદાની પાઠશાળા જગતમાં મશહુર છે. ચીનનો બુદ્ધયાત્રી હિઉમેનથસંક જે ચીનમાં સૌથી ચડતા તત્વવેત્તા તરીકે પૂજાતો હતો તે જ્ઞાન સંપાદન કરવા સારૂ આ પાઠશાળાના મહાન બુદ્ધિશાળી અધ્યાપક શીલભદ્ર પાસે પાંચ વર્ષ સુધી વિદ્યાલયમાં રહ્યો હતો અને ત્યાં પાણિનીનું વ્યાકરણ, ત્રિપિટક અને બ્રાહ્મણોનાં સર્વ શાસ્ત્રોનું અધ્યયન કરીને જ્ઞાન મેળવ્યું હતું. આપણી સંસ્કૃત ભાષાની રચના આશ્ચર્યકારક છે. સર વીલીયમ જેન્સ જેને અન્ય ઘણી પ્રાચીન તથા અર્વાચીન લોકોની ભાષાઓ સારી રીતે આવડતી હતી તે કહે છે કે સંસ્કૃત ભાષા ગ્રીક ભાષા કરતાં સુંદર છેઃ લેટિન ભાષા કરતાં વધારે ભરેલી છે અને બન્ને કરતાં પણ એ અતિશય સુધરેલી છે.

## રાજકીય સ્થિતિ અને સાંસારિક રૂઢિયો.

સર એડવીન આર્નોલ્ડ વિલાયતની સ્વયંવરની રૂઢિને હાલની હિંદુ રુઢિ સાથે સરખાવતાં લખે છે કે:—

"ઘણા પાશ્ચાત્ય દેશો કરતાં પૌર્વાત્ય દેશોમાં ખરાં સુખી ગૃહો અને આનંદમય સંતોષી જીવનોનું પ્રમાણ વધારે આવે છે એવું સત્તાવાર આંકડાઓથી પુરવાર થઈ શકે એમ હું માનું છું. પશ્ચિમમાં સ્નેહ–લગ્નને પરિણામે ઘણીવાર ગંભીર ભૂલો, સાહસિક નિશ્ચયો અને દયા ઉપજાવે તેવી નિરાશાઓ જોવામાં આવે છે; જ્યારે પૂર્વમાં યુવાનોને માટે, ડાહ્યા અને સંસાર વ્યવહારના અનુભવી વડીલો સંભાળપૂર્વક સારી પસંદગી કરે છે. તરતના આકસ્મિક સ્નેહથી આકર્ષાયલાં અને ભવિષ્યમાં ઉજળાં સ્વપ્નાંજ જોનાર યુવાન જોડાઓમાં આ ગુણોનો અભાવ હોવાથી પાશ્ચાત્ય દેશોમાં માઠાં પરિણામો આવે છે. પૂર્વમાં તેમ નથી. વળી લગ્ન બંધન તરફ ઓછી કાળજી અથવા ઓછી સંભાળને લીધે હિંદુઓમાં આવો આચાર પ્રચલિત છે એમ નથી; એ લોકો લગ્નનો પૂર્ણ અર્થ, એની જવાબદારીઓ અને ગંભીરતા સ્હમજે છે અને તેથીજ પૂર્વમાં આ જુનો સંપ્રદાય દ્રષ્ટિએ પડે છે."

આપણી સ્ત્રિઓ સંબંધી લખતાં મીસીસ બિસાંટ કહે છે કે:—

"વીરતા, બળ અને રાજ્ય કરવાની શક્તિ વાળી, તથા સતીત્વ, અને ટેકને માટે પોતાનો જીવ આપનાર

સ્ત્રીઓનાં દૃષ્ટાંતો જેટલાં હિંદના ઇતિહાસમાં છે તેટલાં ઇંગ્લંડના ઇતિહાસમાં મળવાં અશક્ય છે."

સીસ્ટર નિવેદિતા હિંદી સ્ત્રીઓ વાસ્તે નીચે પ્રમાણે કહે છે:--

"એ ધ્યાનમાં રાખવા જેવું છે કે એશીયાટિક વિચારોનું તથા ભાવનામયતાનું હિંદ મુખ્ય સ્થાન છે. અન્ય દેશોમાં આપણને ફક્ત ઉદાહરણોજ મળશે, જ્યારે હિંદમાં તો એ વિચારો સાક્ષાત નજરે પડે છે. હિંદમાં કુટુંબજીવનની પવિત્રતા તથા મીઠાશ મહાન્ સંસ્કારિતાની પદવીએ પ્હોંચી છે. ત્યાં પત્નીત્વ એક ધર્મ ગણાય છે; માતૃત્વ એ સંપૂર્ણતાનું સ્વપ્ન છે અને મનુષ્યનાં અભિમાન તથા રક્ષણ કરવાની શક્તિ બહુ ઉચ્ચ કોટિએ પ્હોંચ્યાં છે."

સર રોમેશચંદ્ર દત્તે હિંદી સ્ત્રીઓ માટે નીચે પ્રમાણે કહ્યું છે:--

"પતિઓની સાથે માનસિક વિહાર કરવામાં એમની સહચરીઓ તરીકે, સ્નેહાળ, મદદગાર અને મિત્રો તરિકે, ધાર્મિક કાર્યોમાં પતિની ભાગીદાર તરીકે, અને એમના પવિત્ર ગૃહજીવનના સુખના મૂલ કારણ રૂપે હિંદુ પત્નીઓ પૂર્વકાળમાં માન પામતી હતી-પૂજાતી હતી."

સ્વામી અભેદાનંદ સીતા સંબંધી લખતા કહે છે કે:--

આખા જગતના ધાર્મિક ઇતિહાસમાં બીજી સીતા મળવી અશક્ય છે. એનું જીવન તો અપૂર્વજ હતું. જેમ ખ્રીસ્તીઓ ક્રાઇસ્ટને પૂજે છે તેમ એને-સીતાને-

હિંદુઓ ઇશ્વરના અવતાર તરીકે પૂજે છે. ઇશ્વર પુરૂષ તેમજ સ્ત્રી–ઉભય રૂપે અવતરે છે એવી માન્યતા જો કોઈ પણ દેશમાં પ્રવર્તતી હોય તો તે હિંદમાંજ છે."

ડૉકટર એ. કે. કુમારસ્વામી લખે છે કેઃ—

"જાતિ વિષે પૂર્વનો અને પશ્ચિમનો મત સરખાવતાં જણાય છે કે પાશ્ચાત્ય મત ભ્રષ્ટ અને પ્રાકિતક છે. સ્ત્રીઓ માટે પશ્ચિમમાં જેમ હલકા વિચારો પ્રવર્તે છે તેમ પૂર્વમાં નથી. પૌર્વાત્ય દેશોમાં સ્ત્રી જાતિ પૂજ્ય ગણાય છે, યુરોપીયનને મન સ્ત્રી એ આનંદનું સ્થાન છે."

નર્મદાશંકર તેમના નર્મગદ્યમાં ગુજરાતીઓની રાજકીય અને સાંસારિક સ્થિતિ સંબંધી નીચે મુજબ જણાવે છેઃ––

"અસલ કોણ રાજા હતા? હિંદુ રાજાઓજ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી? દેશ તાજો હતો, લોક સુખી હતા, ક્ષત્રી શુરા હતા, બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા, વૈશ્યો વ્યાપાર મોટા ચલાવતા અને શૂદ્રો મન દઈ સેવા કરતા, પ્રથમ નવું કામ કરવાને સર્વ ઉમંગ દેખડાવે તેમ જ્યારે બ્રાહ્મણ વગેરે લોકોએ પશ્ચિમથી આવી હિંદુસ્તાનમાં રાજ્ય આરંભ્યું ત્યારે એકેકું કામ પોતે પોતાને માથે લેઈ હોંસથી તેઓ દેશનો ઉત્કર્ષ કરવા લાગ્યા હતા. તેઓ દેશાટન કરતા. નવા દેશની નવી વસ્તુઓ, નવા રીવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને શણગારતા. રાજા રાજનીતીમાં કુશળ થઈ રૈયતના હકમાં સુખ કરતા. ટૂંકામાં લખું છું કે રાજા પરસ્પર એક

બીજાનો ધર્મ જાણી વર્તતાં, વિદ્વાનો પોષાતા, લોકમાં સદાચાર હતા, છોકરાની મા ભણેલી હતી, જાતી પ્રતિબન્ધ થોડા હતા, વિદ્વાનો, હુન્નરીઓ, રાજાઓ, પુરુષ, સ્ત્રી અને બાલકો, તવંગર અને ગરીબો, પોતાનાં કામમાં યશ મેળવવાને ઉપરા ઉપરી મચ્યા રહેતાં, એ સર્વે હમણાં ક્યાં છે ? રાજા મનુને હજુ સંભારો; મહા ઋષિઓના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. વેદાંતશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ, જૈમિનિ એઓએ અતુલ બુદ્ધિ ચલાવી છે. ન્યાયશાસ્ત્રીઓએ અને વૈયાકરણોએ ઘણો શ્રમ લઈ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તે ઉપર સાયનચાર્યાદિકોના ભાષ્યો અને સ્મૃતિયો તથા પુરાણો, હિંદુ ધર્મ, હિંદુ ભાષા, હિંદુસ્તાન એઓને દીપાવે છે. સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓ થઈ ગયા તેઓના વારામાં દેશની સ્થિતિ આહા કેવી દીપતી હતી! વાલ્મિક અને વ્યાસનાં કરેલા રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. ઉજ્જન નગરીના વિક્રમ, ધારા નગરીના ભોજ, પ્રતિષ્ઠાનના શાલિવાહન એઓનાં પરદુઃખ ભંજન રાજ્યો કહેવાયાં, એઓના વખતમાં વિદ્યા અને હુન્નરોએ સારા રૂપો લીધાં, ભવ્ય દેવલો વગેરે ઈમારતોની ઉમદા બાંધણીમાં અને તેમાં નકશી કરવામાં સલાટો એ થોડો કિસબ જણાવ્યો નથી, જે કિસબ જોવાને યુરોપના વિદ્વાનો તડકા સહન કરી ગુફાઓમાં ભમે છે ને તહિંના શિલાલેખો શ્રમે ઉકેલે છે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્રમાં, કાલિદાસ, ધન્વંતરી, ક્ષપણક, અમરશંકુ, વેલાલ ભટ્ટ, ઘટ ખર્પર, વરાહમિહિર અને વર-

રૂચિ એઓએ નવરત્ન એ ઉપનામે, રાજા ભોજની કચેરી શોભાવી છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પોરસ, પૃથુરાજ અને શિવાજી વગેરે લડાઈમાં શૂરા કહેવડાવી ગયા છે. નાના ફડનવીસ, સિંધિઆ, હોલ્કર એઓએ રાજખટપટમાં હોશીઆરી બતાવી છે."

પ્રિય બ્હેનો તથા બંધુઓ! આપણે કેવી ધરતીમાં જન્મ લીધો છે, આપણી પ્રાચીન સંસ્કૃતિ કેવી હતી, આપણો અસલ ધર્મ કેવો હતો તથા આપણા અસલ રીતરિવાજો કેવા સુંદર હતા તેનું ટુંકમાં સર્વોત્તમ ચિત્ર તમારી આગળ જુદા જુદા યુરોપીય તથા હિંદી વિદ્વાનોનાં બોલોમાંજ દર્શાવી આપ્યું છે. તમે આવી પવિત્ર ધરતીમાં જન્મવા માટે મગરૂર થતા હશો, એ સ્વાભાવિક છે. પણ જ્યારે આ પ્રાચીન કીર્તિવંત બાજુની જોડે અર્વાચીન નઠારી બાજુ સરખાવતાં જ્યારે આપણે શરમિંદા થઈશું અને આપણી ભારતમાતાની કુખ આપણે લજાવીએ છીએ એવું જ્યારે આપણને ભાન થશે ત્યારેજ આપણને આપણી પ્રાચીન સ્થિતિ સંબંધી મગરૂર થવાનો હક રહેશે.

## ભારતની મધ્યકાલીન અને અર્વાચીન સ્થિતિ.

### કેળવણીની સ્થિતિ.

કેળવણીના બાબતમાં આપણું હિંદ તદન પછાત છે તે નીચેના સ. ૧૯૧૧ ના વસ્તિપત્રકના આંકડા પરથી માલમ પડે છેઃ—

હિંદની ૩૧૦,૦૫૦,૦૦૦ (સાડી એકત્રીસ કરોડ) વસ્તીમાંથી ૨૯૦,૦૫૦,૦૦૦ (સાડાઓગણત્રિસ કરોડ) જણ અજ્ઞાન છે.

મુંબાઇ શહેરની ૯,૭૯,૪૪૫ ( લાખ ) વસ્તિ-માંથી ૭,૫૭,૦૦૦ ( લાખ ) અભણ છે.

ગુજરાતમાં ૨૮,૦૩,૦૭૪ ( લાખ ) ની વસ્તિ-માંથી ૨૪,૭૫,૦૦૦ અભણ છે.

સર્વજ્ઞાન અને ધર્મની સર્વોત્તમ દશાએ પહોંચેલાં હિંદુ-સ્તાનમાં હાલ ૧૦૦૦ પુરૂષોમાં ૧૦૬ જણજ લખીવાંચી શકે છે. અને સ્ત્રીઓમાં ૧૦૦૦ માંથી ૧૦ એટલે દર સેંકડે એક જણજ લખી વાંચી શકે છે. હિંદુ ધર્મ પ્રમાણે ગણત્રી કરતાં ૧૦૦૦ પુરૂષે જ્યારે ૧૨૦ લખી વાંચી શકે એવા મળી આવે છે ત્યારે પારસીઓમાં ૭૮૯ તેવા મળે છે. ૧૦૦૦ હિંદુ સ્ત્રીઓમાં જ્યારે ૯ લખી વાંચી જાણે છે ત્યારે પારસીઓમાં ૬૪૪ તેમ કરે છે. હિંદુ જાતિમાં જ્યારે ૧૦૦૦ પુરૂષોમાં ૧૩૪ અંગ્રેજી ભણેલા હોય છે ત્યારે પારસીઓમાં ૫૦૭ તેવા હોય છે. અને ૧૦૦૦ સ્ત્રીઓમાં એક પણ અંગ્રેજી ભણેલી હિંદુ સ્ત્રી માલમ પડતી નથી ત્યારે પારસીઓમાં ૧૭૫ અંગ્રેજી જાણતી મળી આવે છે. નિશાળે જઇ શકે તેવી ઉમ્મ-રની સ્ત્રીઓમાંથી પણ સેંકડે પાંચ ટકાજ ભણે છે. આખા હિંદુસ્તાનમાં ફક્ત ૬૩, ૪૪૧ કન્યાઓ અંગ્રેજી ભણે છે. આમાંથી મુંબાઈ ઈલાકામાં ૭૬ કન્યાઓ યુનીવર્સિટિનું શિક્ષણ લે છે. આખા હિંદની સંખ્યામાંથી દક્ષિણી હિંદુ સ્ત્રીઓ તથા પારસી અને ખ્રીસ્તી સ્ત્રીઓની સંખ્યા બાદ કરીશું તો ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સંખ્યા બિલકુલ નહિ જેવીજ માલમ પડશે. ત્રણજ ગુજરાતી હિંદુ સ્ત્રીઓ ગ્રેજ્યુએટ છે.

આવી રીતે સ્ત્રી કેળવણી આપ્યા વિના આપણે બુદ્ધિ અને નીતિની હિંદની અર્ધ સમૃદ્ધિ ગુમાવી બેઠા છીએ. મારા મિત્ર રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ એલ. બી. કહે છે કે "કેટલાએક એમ કહે છે કે કન્યાઓને કેળવણી આપવી જોઇએ એ બાબતમાં હવે મતભેદ નથી, માત્ર કેવી કેળવણી આપવી જોઇએ એ બાબતમાં જ મતભેદ છે.' આ કહેવું મને ખરૂં લાગતું નથી. મેં કેળવાયેલા ગૃહસ્થો જોયા છે કે જેઓ ખુલ્લી રીતે સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ તો ન બોલી શકે પણ તેમને સીધે સીધું પૂછ્યું હોય તો તેમનાં ગલ્લાં તલ્લાં ઉપરથી તરત જણાય કે તેમને સ્ત્રીકેળવણીમાં જોઈએ તેટલી શ્રદ્ધા નથી. જ્યારે કેળવાયેલાઓની આવી શોકજનક સ્થિતિ છે તો બીન કેળવાયેલાઓની અને સ્ત્રીઓની ફર્યાદ શી કરવી ?"

હિંદુસ્તાનમાં સેંકડે ૮૦ ટકા વસ્તિ ખેતીવાડી કરનારી છે. છતાં પણ ખેતીવાડીને લગતી એકજ કૉલેજ છે. ઔદ્યોગિક કેળવણી આપવાની એકપણ કૉલેજ નથી.

આપણી કેળવણીનું શિક્ષણ આપણને આપણી માતૃભાષા મારફતે આપવામાં આવતું નથી, તેથી ગુજરાતી ભાષા ખેડાતી નથી, કેળવાયેલો વર્ગ ગુજરાતી ભાષા સારી રીતે લખી શકતો નથી, તેમજ પોતાની કેળવણીની મારફત પોતાના અજ્ઞાન બંધુ વર્ગને માતૃભાષા દ્વારા સારૂં શિક્ષણ આપી શકતો નથી. રા. ગાંધીએ વ્યાજબીજ કહ્યું છે કે "ઘણી વખતે 'ગુજરાતી ભાષા બાપડી' એવું વાક્ય હું સાંભળું છું ત્યારે

મને ક્રોધ છૂટે છે. આ સંસ્કૃતની એક વહાલી દીકરી બાપડી હોય તો દોષ કાંઈ ભાષાનો નથી. પણ આપણે કે જે ભાષાના વાલી છીએ તેનો છે. આપણે તેને તરછોડી તેને વિસારી પાડી છે."

સુધરેલા દેશોમાં સેંકડે વસતિના પ્રમાણમાં ૧૩ થી ઉપર વિદ્યાર્થીઓ હોય છે ત્યારે હિંદમાં તેની સંખ્યા ૨. ૨ ની હોય છે.

સ્વામી વિવેકાનંદ ઉદ્યોગ હુન્નરની બાબતમાં કહે છે કે:—

"ભારત દેશમાં કેટલી કેટલી વસ્તુઓ થાય છે? વિદેશી પ્રજા તમારાજ દેશમાંથી કાચો માલ લઈ જાય છે, અને તમારાજ પ્રતાપે સોનું કમાય છે, જ્યારે તમને ગર્દભની માફક ભાર ખેંચી લાવવા સીવાય બીજું કામજ સૂઝતું નથી. ભારત વર્ષમાં જે કાચો માલ તૈયાર થાય છે તેના ઉપર બુદ્ધી ચલાવી વિદેશી પ્રજા વિવિધ વસ્તુઓ તૈયાર કરે છે અને સમૃદ્ધિશાળી બને છે. જ્યારે તમે લોકો બુદ્ધિની આડે બારણા બંધ કરી ઘરનું ધન બીજાને આપી દો છો અને પછી અન્નઅન્ન કરી ભૂખ્યા તરફડો છો."

## સાંસારિક સ્થિતિ.

મીસીસ બિસાંટ એક ભાષણમાં કહે છે કે:—

"હિંદુધર્મમાં આપણી ગમે તેવી દૃઢ શ્રદ્ધા હોય તો પણ એટલું તો ખુલ્લું છે અને એ આપણે સર્વ જાણીએ છીએ કે પ્રાચીન સમયનું ચાતુર્વણ્ય, આજ આપણામાં ખરેખરૂં જોતાં નથીજ. આપણે એને શાસ્ત્રોની કસોટીથી તપાસીએ, શાસ્ત્રકાર (મનુ) ની કસોટીથી તપાસીએ તો જણાશે કે તે ઘણે ભાગે ઢોંગજ

છે. પશ્ચિમમાં જેમ અમીરાઈના એતાએ ઢોંગ અને ફારસજ છે તેમ અત્રે વર્ણવ્યવસ્થા પણ ઢોંગ અને ફારસજ છે.”

“ભાઇઓ! હું તમને કહું છું–અને મ્હારો ત્હમને મ્હોએ મ્હો સ્પષ્ટ કહેવાનો હક છે, કારણ પશ્ચિમ દેશમાં જ્યાં તમારા ઉપર આક્ષેપ થાય છે ત્યાં હું તમારો બચાવ કરૂં છું–કે આ અધઃપાતની શરૂઆત, જે વર્ણ સૌથી ઉચ્ચ હોવી જોઇએ, પવિત્ર હોવી જોઇએ, જે સર્વથી ઉમદામા ઉમદા હોવી જોઈએ, ત્યાંથીજ થાય છે.”

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ આ મતને મળતા થઈ કહે છે કે ‘ વર્તમાન નાતજાત તો લગભગ દુર્ગંધમય મૃત શરીર સમાન છે. હિંદુ પ્રજાત્વ જો આના ઉપરજ આધાર રાખતું હોય તો આવી નિર્જીવ સ્થિતિ મટાડી તેમાં જીવન લાવવાની જરૂર છે.’

હાલમાં ૪ નહિ પણ ૪૦૦૦ ઉપર જ્ઞાતિઓ થઈ છે અને તેની સંખ્યા વધતી જાય છે. અને તેઓ વચ્ચે પરસ્પર વ્યવહાર નથી. આ સ્થિતિ જોતાં રા. આનંદશંકરનો અભિપ્રાય તદ્દન વાસ્તવિક જ છે.

## ગુજરાતની માધ્યમિક કાલની સ્થિતિ.

કવિ નર્મદાશંકરે નર્મગદ્યમાં ગુજરાતીઓની સ્થિતિનું વર્ણન કર્યું છે તેમાં તેઓ કહે છે કે ‘ આજકાલ પુરૂષ તે સ્ત્રી છે. ’‘ ઈ. સ. ૭૪૬ માં ગુજરાતનું રાજ્ય વનરાજે સ્થાપ્યું ત્યારથી તે ઈ. સ. ૧૭૦૪ માં મુસલમાન પ્રજાના હાથમાં ગયું ત્યાર સુધી ગુજરાતીઓએ પોતાનું શૌર્ય પોતાના દેશી જાત ભાઈનીજ સાથે લ્હડવામાં વાપર્યું હતું. ત્યાર પછી ગુજરાતીઓમાં આચાર વિચારની સરસાઈમાં જ્ઞાતિઓ વધી અને તેમાં સખ્ત બંધીઓ

થઈ. ગુજરાતમાં કોઈપણ કાળે ગુજરાતીઓનું એક દેશી રાજા પ્રજા રૂપે ઐક્ય ન હોતું; તેમ પ્રજા સમસ્તનું પરસ્પર ઐક્ય ન હોતું. પરદેશી રાજાના સંબંધમાં સર્વે પ્રજાનું ઐક્ય જેવું શીખોએ અને મરાઠાઓએ દેખાડયું તેવું તો નહિ પણ નામનું એ ગુજરાતીઓએ કોઈ કાળે દેખડાવ્યું નથી. સં. ૮૦૦ થી સં ૧૯૦૦ લગીમાં વિશેષ ગુણ લક્ષણથી પ્રસિદ્ધ થયેલા ગુજરાતીઓની સંખ્યા અરે! કેટલી જુજ છે!"

રા. નર્મદાશંકર આપણા ગુજરાતીઓને વિદ્યા વગરના અને ઠંડા લોહીવાળા વર્ણવી પરિણામે આપણને કાયર થનારા, ખુશામતીઆ, તાબેદારી ઉઠાવનાર, હઠીલા, વહેમી, મોળા, અને ભોળા પુરૂષની સાથે મૂકે છે.

કવિ દલપતરામ ડાહ્યાભાઈ પોતાના વખતની ગુજરાતના આચાર્યો અને તેમને માનનારાઓની સ્થિતિ વર્ણવતાં લખે છે કેઃ—

ધર્મોપદેશકમાં અસરકારક ઉપદેશ કરવાની શકિત તો કાંઇ જોવામાં આવતી નથી; પણ લોકો બાપદાદાના ધર્મના મમતથી તેઓને માને છે. પણ ધર્મ એટલે શું ? અને આપણો ધર્મ કોણે ચલાવ્યો ? તથા તે ચલાવનારની શી મતલબ હતી અને આપણા ધર્મ પુસ્તકોમાં શું લખેલું છે, એ વિષેનું લોકોને જ્ઞાન નથી.

સૌથી મુખ્યમાં મુખ્ય ધર્મ એટલોજ જાણે છે કે, ફલાણાના ઘરનું પાણી પીએ અથવા ખાઈએ તો હિંદુ ધર્મમાંથી પતિત થઈએ. ચોરી કરવાથી કે જુઠી સાક્ષ પૂરવાથી કે કોઈ માણસનું ખુન કરવાથી કે જારકર્મ કરવાથી હિંદુ મટી જાય નહિ, પણ ફકત પાણી પીવાથી

કે જમવાથી તથા દેખાદેખીથી સંધ્યા, પૂજા, ભજન, કીર્તન વગેરે કરે છે, અને જાણે છે કે હું હિંદુ ધર્મ પાળું છું. પણ તેને માલમ નથી કે, હિંદુ ધર્મનું જુનામાં જુનું કીયું પુસ્તક છે, અને તે પુંસ્તકમાં જે હું કરૂં છું તે લખેલું છે કે નહિં તેની તેને કશી ખબર નહિં."

ગઈ સદીના મધ્યભાગમાં મનુષ્ય ભોગ પણ અપાતો અને તેના બચાવમાં પુરાણો ટંકાતાં. તે સમયે શ્રી ગંગાજીના પવિત્ર પાણીમાં છોકરાંઓ નંખાતાં. છોકરીઓને દુધપીતી કરાતી. સતી થવાનો ચાલ વખણાતો; અને કેટલાએક પ્રસંગે જોર જુલમથી પણ સ્ત્રીઓને સતી થવું પડતું.

## અર્વાચિન સ્થિતિ.

આ તો માધ્યમિક કાલની સ્થિતિ થઈ. હવે હાલના જમાનાની વાતો જોઈએ.

મીસીસ બેસંટ કહે છે કેઃ—

"હિંદીઓ ન્હાનાં ન્હાનાં ભિન્ન ભિન્ન મંડળોમાં વ્હેંચાઇ ગયા છે. દરેકની આસપાસ એની વાડ જેવાં બંધનો છે જે બહુ અગત્યનાં લેખાય છે. આવા ઐકય વિનાના લોકોમાં રાષ્ટ્રિયભાવના ઉત્પન્ન કરવી અને આવા સંકુચિત દૃષ્ટિવાળા લોકોને જીવન તરફ વિશાળ દૃષ્ટિથી જોવા સ્હમજાવવા એ અશકય નહિ તો બહુજ અઘરી વાત છે. પૂર્વ કાળમાં ચાર વર્ણોમાં તો કોઈ એકાદ મનુષ્ય દેશનો પોતે એક ભાગ છે એમ સ્હમજતોઃ હાલનો પેટા જ્ઞાતિઓના માણસોને એકત્ર જીવનનો ખ્યાલ પણ નથી, અને એક દેશ ભક્ત થવા કરતાં એક સાંપ્રદાયિક થવાને એ વધારે પ્રેરાય છે."

## યુરોપીયન અને હિંદુ પ્રજાની સરખામણી.

ગુજરાતના નેતા સદ્દગત દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ જણાવે છે કે:--

"યુરોપના દેશો આપણાથી સંસારની બધી વાતમાં ચઢતા છે-તેઓ શરીરે નીરોગી, જબરાને જોસવાળા છે. આપણે રોગી, નબળા, ને હોંસ વગરના છીએ. તેઓમાં મરણ પ્રમાણ દર હજારે ૧૫ થી ૨૦ ટકાનું છે. આપ-ણામાં ૩૦ થી ૪૦ ટકા લગીનું છે. એમનામાં ઘણા પુરૂષો ને સ્ત્રીઓ ૭૦, ૮૦, ને ૧૦૦ ની ઊમરે પોંચે છે. આપણમાં ૭૦ ઉપરની ઉમરે પણ થોડાજ પોંહોચતા હશે. આપણું સરાસરી આયુષ્ય ૩૫ ની અંદર છે તેમનું ૪૫ ઉપર છે. આપણામાં જીવતા જન્મેલા બાલકોમાં અડધો અડધ ભાગ પાંચ વર્ષની અંદર મરી જાય છે."

## હિંદુઓના મુખ્ય દોષો.

ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર આપણી હિંદુ કોમની મુખ્ય ખામીઓ દર્શાવતાં કહે છે:—

"આપણાં દેશમાં રાષ્ટ્ર અને રાષ્ટ્રીય બાબતો તરફ ટુંક દ્રષ્ટિથીજ વિચાર કરાય છેઃ સામ્રાજીક કે રાષ્ટ્રીય હિત સાથે વ્યક્તિહિતનો, કોઈપણ રીતના સ્વાર્થનો સંબંધ હોય તો તે કરવા આપણે તૈયાર થવાના! સ્વાર્થ સાધતા ન હોય તો દેશહિત તરફ આપણી નજર પણ ન હોય! અરે, થોડા સ્વાર્થ ખાતર દેશનું નુકસાન કરવા પણ તત્પર થવાના! અર્થાત્ સ્વાર્થના ભોગે દેશહિત કરવું આપણે શીખ્યા નથી!" આ ઉપરાંત ડાકટર સાહેબ કહે છે કે "આપણા લોકોમાં અરસપરસ વિશ્વાસબુદ્ધિ ઓછી છે, વિશ્વાસ જનક વર્તનજ પણ ઓછું; વચન

પાળવાની આવશ્યકતા અને વચનનું મહત્વ આપણે સમજ્યા નથી. આપણામાં નિયમિતપણું સમૂલગું નથી એકનિષ્ઠાથી ઊલટ પૂર્વક પ્રયત્ન કરી એકાદ કામ જ પૂર્ણ કરવાનું આપણામાં સામર્થ્ય નથી; સહાસબુદ્ધ કે મહત્વાકાંક્ષાનો આપણામાં પૂર્ણ અભાવ છે; પરસ્પર કલહથી થતી રાષ્ટ્રહાની ભર દિવસે ઉઘાડી આંખે દેખીએ છીએ છતાં રાષ્ટહિત સારૂં એ કલહ છોડવા આપણી વૃત્તિં નથી."

## ગુજરાતીઓની સ્થિતિ.

કવિ નર્મદાશંકર નર્મગદ્યમાં મુસલમાનો 'ગાંડી ગુજરાત આગુસે લાત ઔર પીછુસે બાત' કહેતા એમ લખે છે. આ મતને ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર મારા મિત્ર પ્રો.બલવંતરાય કલ્યાણરાય ઠાકોર અનુમોદન આપે છે ને પોતાના 'ગાંડી ગુજરાત' નામના એક લેખમાં કહે છે કે "ગુજરાતી નેતાઓને નથી સાધન મળતાં, નથી પીઠબળ મળતું, અને આથી કરીને નથી તેઓ ગુજરાતનું હિત સાધી શકતા કે નથી તેઓ હિંદનું સાધી શકતા. × × ×

" આપણા ગુજરાતીઓમાં પ્રજાપણું નથી, આપણામાં પ્રજાપણાનું ઐકય નથી,પ્રજાપણાનો ટેક નથી,પ્રજાપણાનાં સતત આગ્રહી ઉજમ અને જોમ નથી, આપણા નેતાઓને પ્રજા પણાવાલી પીઠબળનો ટેક નથી. × ×

"આપણી ગુજરાતમાં તો હજી ભેદભાવ જ ચક્રવર્તી છે. અને એવા પચરંગી છત્ર તળે ઐક્યભાવ ઉગવા જ પામતો નથી. × × ગુજરાતીપણાના ઐકયભાવની મહોર છાપવાળી મોટી કે નજીવી એક પણ ચીજ કોઈ બતાવી શકશે. ?"

## બાળ મરણ.

સ. ૧૮૯૨-૯૩ થી ૧૯૦૦-૦૧ સુધીમાં પાંચ વર્ષના બાળકોમાં કુલ મરણ સેંકડે ૪૨.૫ સરેરાસથી મરણ થયાં.

સ.૧૯૦૧-૦૨થી૧૯૧૨-૧૩સુધીમાં સેંકડે૪૫.૬મરણ થયાં.
સ. ૧૯૧૫-૧૬ માં બાળમરણનું પ્રમાણ સેંકડે ૫૭.૩૫થયું.

## બાળ વિધવા.

સ. ૧૯૧૧ ની ગણત્રી મુજબ હિંદમાં બાળવિધવાઓનું પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—૧૫ વર્ષની અંદરની ૩,૫૦,૦૦૦ ( લાખ ), વિધવાઓ છે, ( આમાંનો બધો ભાગ હિંદુ તથા મુસલમાન કોમનો જ છે, ) જેમાંની પાંચ વર્ષની વયની અંદરની ૧૭,૦૦૦ વિધવાઓ છે.
પારસીઓમાં ૧૫ વર્ષની અંદરની ફક્ત ૨૦ જ વિધવાઓ છે.
બોદ્ધ ધર્મમાં „ „ „ „ ૧૭૬ વિધવાઓ છે.
જૈનોમાં „ „ „ „ ૮૦૬ વિધવાઓ છે.

હિંદુ જ્ઞાતિની સ્થિતિ જોતાં

૫ વર્ષની અંદરની ૧૪,૭૭૫ વિધવાઓ છે.
૫ થી ૧૦ વર્ષની અંદરની ૭૭,૫૮૫ વિધવાઓ છે.
૧૦ „ ૧૫ „ „ ૧,૮૧,૫૦૭ વિધવાઓ છે.

મુંબાઈ ઈલાકામાંજ સ. ૧૯૧૧ ની વસતિની ગણત્રી મુજબ ૧૦ વર્ષની અંદરની ૧૭૫૮૩ વિધવાઓ માલમ પડે છે.

આ શોકજનક સ્થિતિ સંબંધી એક લેખક કહે છે કે 'આ હૃદયભેદક સ્થિતિ આપણા જ દેશમાં માલમ પડે છે અને પૃથ્વીના બીજા કોઈ પણ ભાગમાં આવી સ્થિતિ નજરે પડતી નથી.'

## બાળ લગ્ન અને કજોડાં.

ઉપર જણાવેલી સ્થિતિનું કારણ આપણી જ્ઞાતિની બાળાઓનાં બાળ લગ્ન કેટલાં થાય છે તે સંબંધી નીચેના આંકડા તપાસતાં માલમ પડશેઃ—

| વય | પરણેલી સ્ત્રીઓ. |
|---|---|
| ૦–૧ | ૧૩,૨૧૨. |
| ૧–૨ | ૧૭,૭૫૩. |
| ૨–૩ | ૪૯,૭૮૭. |
| ૩–૪ | ૧,૩૪,૧૦૫. |
| ૦–૫ | ૩,૦૨,૪૨૫. |
| ૫–૧૦ | ૨૨,૧૯,૭૭૮. |
| ૧૦–૧૫ | ૧,૦૦,૮૭,૦૨૪. |

ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરના થોડા વર્ષ પર જણાવ્યા મુજબ બાળક કન્યાઓને ૫૦–૬૦ વર્ષના વૃદ્ધ પતિ સાથે પરણાવવાનો નિર્દય રિવાજ હજી ચાલ્યા કરે છે અને એલ્ફિન્સ્ટન કૉલેજના સારા સારા વિદ્વાનોમાં પણ આ દોષ જોવામાં આવે છે. આવી રીતે ઢીંગલા ઢીંગલીનાં લગ્ન ૨૨,૧૯,૭૭૮ સ્ત્રીઓનાં હિંદમાં થવાથી હિંદની માનસિક સ્થિતિ હમેશને વાસ્તે બાળકો જેવીજ રહે છે. આ હાનિકારક રિવાજથીજ આપણી પ્રજાની અધોગતિ થઈ અને જોરાવર અને ઉદ્યોગિ પ્રજાના પર રાજ્યના હાથ નીચે આવી. ડૉ. પીચી ફ્રિપ્સન હિંદુઓની આ રીતના સંબંધમાં લખતાં કહે છે કે "સદીઓ થયાં તમો છોકરાઓનીજ પ્રજા તરીકે જન્મ ધારણ કર્યો છે. અને ચાકરોના ચાકર થવાનો આના કરતાં બીજો કોઈપણ નક્કી ઉપાય હોઈ શકે નહિ."

## સ્ત્રીઓમાં મરણ પ્રમાણ.

હિંદમાં ૧૫ થી ૩૦ વર્ષની વયમાં સ્ત્રીઓ બહુ મરે છે, અને તેમાં જે પ્રાંતમાં બાળવિવાહ વિશેષ તેવા મદ્રાસ અને બંગાળામાં મરણ વિશેષ થાય છે. મુંબાઇ ઈલાકાની સંખ્યા તરફ નજર ફેંકતાં માલમ પડે છે કેઃ—

| વય | | | | સંખ્યા. | | |
|---|---|---|---|---|---|---|
| ૦—૧૫ ની અંદર દસ હજારે, | | | | ૯૮૦ | મરે | છે. |
| ૧૫-૨૦ | ,, | ,, | ,, | ૧૦૨૫ | ,, | ,, |
| ૨૦-૩૦ | ,, | ,, | ,, | ૧૦૬૧ | ,, | ,, |
| એ ઉપરાંત બધી ઉમરની સ્ત્રીઓ દર દસ હજારે | | | | ૯૨૪ | ,, | ,, |

## હિંદુ સ્ત્રીપુરૂષોની સંખ્યાનું પ્રમાણ.

સ. ૧૯૧૧ ની વસતિની ગણત્રીના રિપોર્ટ પરથી માલમ પડે છે કે મુંબાઈ ઇલાકામાં એક હજાર હિંદુ પુરૂષે હિંદુસ્ત્રીની સંખ્યાનું પ્રમાણ જુદી જુદી વયમાં નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૦—૫ | વર્ષ સુધી | ૧૩૦૮ |
| ૫-૧૦ | ,, | ૯૬૨ |
| ૧૦-૧૫ | ,, | ૮૧૬ |
| ૧૫-૨૦ | ,, | ૯૧૧ |
| ૨૦-૨૫ | ,, | ૧૦૪૫ |
| ૨૫-૩૦ | ,, | ૯૧૦ |
| ૩૦-૪૦ | ,, | ૯૦૨ |
| ૪૦-૫૦ | ,, | ૯૨૩ |
| ૫૦-૬૦ | ,, | ૯૫૮ |

આ ઊપરથી માલુમ પડે છે કે પાંચ વર્ષની વય સુધી સ્ત્રીની સંખ્યા પુરૂષ કરતાં વધારે છે. પણ ૨૦-૨૫ વર્ષની વય શિવાય બીજી વયમાં સ્ત્રીની સંખ્યા ઘણી ઓછી છે. સ્ત્રી અને પુરૂષની સંખ્યામાં આમ અંતર પડવાના ઉક્ત રીપોર્ટમાં મી. મીડ અને મેકગ્રેગરે નીચે પ્રમાણે કારણો આપેલા છેઃ—

( ૧ ) છોકરીઓની બાલહત્યા-આ ચાલ રજપુતોમાં થોડો ઘણો પ્રચલિત છે એવું કહેવામાં આવે છે.

( ૨ ) છોકરીઓ તરફ ન્હાનપણથી બેકાળજી.

( ૩ ) બાલવિવાહ અને તેને લીધે ન્હાની વયથી માતૃત્વ પ્રાપ્તિ.

( ૪ ) પ્રસુતી વખતે હુશીઆર દાયણનો અભાવ અને પડદામાં રહેનારી સ્ત્રીઓને ઔષધ મળવાની અડચણ.

( ૫ ) વિધવાનો ગર્ભપાત.

( ૬ ) પ્રસુતી પછી સ્ત્રીઓ તરફ બેદરકારી અને તેમને કેટલાક દિવસ અંધારી, ભીની અને ખરાબ હવા-વાળી કોટડીમાં ગોંધી રાખવાનો રિવાજ.

( ૭ ) વિધવા સ્ત્રીઓને ખાવાપીવાની અને પહેરવા ઓઢવાની પડતી હાડમારી અને તેમનું દુઃખમય જીવન.

( ૮ ) ગરીબ વર્ગમાં સ્ત્રીઓને ઊદરનિર્વાહને માટે કરવી પડતી રાત્ર દિવસ મહેનત.

## હિંદી સ્ત્રીપર બોજો.

મારા મિત્ર સેંટ નિહાલસિંગ પોતાના એક પુસ્તકમાં હિંદી સ્ત્રીઓ વિષે નીચે મુજબ લખે છેઃ—

"જ્યાં સુધી હિંદી સ્ત્રીઓની સ્થિતિ હાલની માફક ગદ્ધા વૈતરાની રહેશે ત્યાં સુધી હિંદનું ઉજળું ભવિષ્ય દૂરજ રહેશે. અત્રે માતાઓનો બધો સમય રાંધવામાં, વાસણો માંજવામાં અને લીંપણ ગુંપણમાં જાય છે. એમનું એક તૃતીયાંશ જીવન ઉંઘવામાં અને બાકીનું બે તૃતીયાંશ ગૃહવ્યવસાયમાં જાય છે. આવી સ્થિતિ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી હિંદની ઉછરતી પ્રજાને માટે કાંઈ પણ સારી આશા રાખવી વ્યર્થ છે. રસોડામાં અને ઘરમાં કાર્ય કરવાની જુની પદ્ધતિથી યુવાન પત્નીનો આખો દિવસ અને બધી શક્તિ ફક્ત એના સમ્રાટ-પતિને માટે ઘરનું ગદ્ધા વૈતરૂ કરવામાંજ જાય છે, અને પરિણામે એ અશક્ત અને મન્દ થઈ જાય છે; અને કોઈ પણ જાતનું સારૂં ઉપયોગી કાર્ય કરવાનો ઉત્સાહ એનામાં રહેતો નથી. આવી સ્ત્રી પાસે રાષ્ટ્રિય ઉન્નતિની કોઈ પણ જાતની આશા રાખવી એ કેવળ મૂર્ખાઈ છે. આવા સંયોગોમાં હિંદી સ્ત્રીઓ વ્હેમમાં અને અજ્ઞાનમાં ડુબેલી રહી છે તે માટે ત્હેમનો સ્હેજ પણ વાંક નથી. હિન્દના પુનરૂદ્ધારના માર્ગમાં ખીલીઓ-આડશલ-મૂકનાર ગણી એમને દોષ દેવો એ ચોકખો અન્યાયજ છે."

## ધાર્મિક સ્થિતિ.

મનુસ્મૃતિમાં લખ્યું છે કે "લુચ્ચા બ્રાહ્મણનું, વ્યાજખોરિયાનું, કૃપણનું, કેદીનું, મહાપાતકીનું, વ્યભિચારિણીનું, ઢોંગી ધૂતારાનું, ક્રૂર કર્મ કરનારાનું, અને કૃતઘ્ન પુરુષનુ અન્ન ખાવું નહિ." આપણે વ્યવહારમાં આ મુજબ મુદ્દલ ચાલતા નથી. મનુસ્મૃતિમાં કન્યા આપવા લેવા સંબંધી

ઉત્તમ પક્ષ, બ્રાહ્મણોએ બ્રાહ્મણોમાં બેટી વ્યવહાર કરવો, વૈશ્યોએ વૈશ્યોમાં કરવો. વગેરે કહ્યો છે. આ પ્રમાણે પણ આપણે વર્ત્તતા નથી. મનુસ્મૃતિના અધ્યાય ૪, શ્લોક ૬ માં કહેવામાં આવ્યું છે કે ઘણું કરીને વેપાર તથા વ્યાજવટંતરના રોજગારને જુઠસાચનો ધંધો કહે છે. આપત્તિ હોય ત્યારે અને ઘણા સંકટમાં હોય તો બ્રાહ્મણોએ ધંધો કરી ગુજરાન કરવું, પણ ચાકરીને તો કુતરાની વૃત્તિ કહે છે માટે તે વર્જેલી. " બ્રાહ્મણો વેદ ભણવા તથા ભણાવવાને બદલે ખેતીવાડી કરે છે. વૈશ્યો ઉપનયન સંસ્કાર કરતા જ નથી અને ખેતી ભાગ્યેજ કરે છે. આવી રીતે ચાર વર્ણનાં નિર્માણ થયેલાં કર્મો વ્યવહારમાં પડતાં મુકવામાં આવે છે. શૂદ્રોના શિષ્ય વાણીઆ અને બ્રાહ્મણ બને છે. પીર પેગંબરની માનતા હિંદુઓ રાખે છે. કેટલાક આગાખાની ધર્મ છુપી રીતે માને છે અને કેટલાકોએ તે જાહેરમાં અંગીકાર કરી હિંદુ ધર્મમાંથી સદાને માટે બહાર ગયા છે. ચારે આશ્રમમાંથી પ્રથમ આશ્રમ જેવો જોઈએ તેવી રીતે પળાતોજ નથી. ત્રીજા તથા ચોથા આશ્રમમાં કોઈ પ્રવેશજ કરતું નથી. મનુ ભગવાને વિદ્યા અને જ્ઞાનનો અધિકાર મુખ્યત્વે કરીને બ્રાહ્મણોને આપેલો છે તે છતાં હિંદમાં ભણેલાઓની સંખ્યા જોતાં શ્રીમાળી તથા લોહાણા સૌથી ઉંચી પંક્તિએ આવે છે. છેલ્લી વસતિ પત્રકમાં જણાવવામાં આવ્યું છે કે સિંધના બ્રાહ્મણો નિરક્ષર અને પતિત જાતિના જેવા છે.

આવી રીતની આપણી હાલની વર્ણવ્યવસ્થા છે. આ વર્ણવ્યવસ્થાને આધારે આપણે આપણા કારીગિરોને

ધિક્કારી કાઢીએ છીએ. આવી રીતની સ્થિતિમાં દેશની યાંત્રિક અને ઐાદ્યોગિક આબાદીની આશા રાખવી એ મૂર્ખાઈજ ગણાય. વેદ તરફ દૃષ્ટિ નાંખતાં તેમાં ઉદ્યોગ તથા હુન્નરોનો વ્યાજબી સત્કાર કરેલો જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં હિંદુધર્મ પાળનારી ૬ કરોડની સંખ્યા જેટલી વસતિ જેને આપણે હલકી વર્ણની ગણીએ છીએ તેમની છે. આજ વસતિ દેશની આબાદીના પાયારૂપ છે, અને તેમનેજ આપણે હલકા ગણી કેળવણી ન આપી પરધર્મોમાં જવાને સીધી રીતે ઉત્તેજન આપીએ છીએ. સ. ૧૯૧૧ માં જ્યારે ના. સરકાર તરફથી ' ગેટ સકર્યુલર ' કાઢી આ મોટી વસતિને હિંદુ જ્ઞાતિમાં ન ગણવાની વાત આપણી જાણમાં આવી ત્યારેજ આપણી આંખ ઉઘડી અને આપણે અને ખાસ કરીને પવિત્ર બનારસ ભૂમિના મહાપંડિતોએ હોહાકાર કરી મૂકયો. અને પરિણામે સકર્યુલર પાછું ખેંચી લેવામાં આવ્યું હતું.

## આપણી ઘટતી જતી સંખ્યા.

જે મુજબ જૈન જ્ઞાતિની સંખ્યા સ. ૧૮૯૧ માં ૨૧ લાખની હતી તે ૧૯૦૧ માં ઘટીને ૧૫ લાખ પર આવી અને હાલ ફક્ત ૧૩ લાખનીજ છે તેજ પ્રમાણે આપણી હિંદુ જ્ઞાતિની વસતિ પણ દિન પરદિન ઘટતી જતી જોવામાં આવે છે. આ ઘટનું કારણ હિંદુઓમાં બીજા કરતાં મૃત્યુ પ્રમાણ વધારે છે તે કારણને લીધેજ છે એમ માનવું નહિ. ખરૂં કારણ તો એ છે કે આપણાં ધર્મમાંથી દર વર્ષે હજારો લોકો મુસલમાન તથા ખ્રીસ્તી ધર્મ અંગીકાર કરે છે. છેલ્લાં ૩૦ વર્ષમાંજ

મુંબાઈ ઈલાકામાં ખ્રીસ્તીઓની સંખ્યા ૬૯ ટકા વધી ગઈ છે. મુસલમાન તથા ખ્રીસ્તી ધર્મ પાળનારાઓ દર વર્ષે વધતા જાય છે ત્યારે આપણી સંખ્યા ઘટતી જાય છે.

લેફ્ટેનંટ કર્નલ યુ. એન. મુકરજી પોતાના ‘ મરતી પ્રજા ’ નામના એક લેખમાં આપણને જણાવે છે કે સન ૧૮૭૨ થી ૧૯૦૧ સુધીમાં બંગાળામાં મુસલમાનોની સંખ્યા હિંદુ કરતાં ૪ લાખ ઓછી હતી તે ત્રીસ વર્ષમાં હિંદુઓ કરતાં ૨૫ લાખ જેટલી વધી ગઈ હતી.

આજ શૂદ્રોને પોતાના ધર્મોમાં લેવાને અને તેમને પદવી તથા દરજ્જો આપવાને મુસલમાન ધર્મ ઈંતેજાર છે: ૧૪ વર્ષ પૂર્વે મદ્રાસ ઇલાકાની હિંદુ જ્ઞાતિની **સન્નારની** આખી જાત મુસલમાની ધર્મમાં દાખલ થઈ અને તે સંબંધે સર હરબર્ટ રીસ્લી પોતાના ‘ધી પીપલ ઓફ ઈંડિઆ ’ ના પુસ્તકમાં ટીકા કરતાં કહે છે કે:— “નીચ જાતના હિંદુઓને સરકારી નોકરી, વકિલાત તેમજ બીજી સાંસારીક ઉન્નતિ મેળવવાનો સહેલો ઉપાય મુસલમાન થઇ જવાનો છે, એવું હિંદુસ્તાનના બીજા ભાગોમાં વસતી નીચ જાતોના લોકોના મનમાં કોઈ કાળે પણ આવશે એ સમજાય તેવું છે. ”

આ સ્થિતિનું કારણ આપણા ધર્મમાં મરણનું મોટું પ્રમાણ તથા આપણા ધર્મની નબળી પડતી ભાવના તથા આપણી આપણા જ ધર્મના હલકા ગણાતા વર્ગ તરફની હલકી વર્તણુકને જ આભારી છે. એક લેખકે હિસાબ કરી હાલની સ્થિતિમાં જો ફેરફાર કરવામાં નહિ આવે તો ૫૬૪ વર્ષમાં હિંદુ પ્રજા નાશ પામશે એમ વસતીની ગણત્રી પરથી દર્શાવી આપ્યું છે. હાલમાં હિંદુઓની વસતી

લગભગ ૨૧ કરોડ માણસની છે. આ સ્થિતિ શું આપણને શોભા આપે તેવી છે ? આપણી સરકાર જાત જાત વચ્ચે અંતર રાખે છે ત્યારે આપણી પ્રજા શોર બકોર કરી સરકારનો દોષ કાઢે છે. આપણે સરકાર તરફ 'ઓટોક્રસી,' 'બ્યુરોક્રસી,' વગેરે વિશેષણો વાપરીએ છીએ પણ જ્યારે આપણે આપણા વતનમાંજ આપણી જ્ઞાતિના બંધુઓ પરત્વે આપખુદીથી વર્તીએ છીએ ત્યારે સરકાર તરફની આપણી વર્તણુક વખોડી કાઢવા જેવી ગણાય તો આશ્ચર્યકારક નથી. વ્યાજબી જ રીતે કહેવામાં આવ્યું છે કે જે ધિક્કાર અને તિરસ્કારથી ઉચ્ચ વર્ણો હલકી જાતિની વર્ણો પ્રતિ વર્તે છે તેવી રીતે કોઈ પણ અંગ્રેજ હિંદના વતની તરફ વર્ત્યો નથી. આપણે ફક્ત જાતિ જાતિ વચ્ચેનોજ અંતર રાખી સંતોષ પકડતા નથી પરંતુ આપણી સમસ્ત વણિક જ્ઞાતિની જ વચ્ચે અંતર્ભાવ રાખી આપણી નબળાઈ જગજાહેર કરીએ છીએ. નૈતિક અને આર્થિક સ્થિતિથી જ પ્રજાની આબાદાનીનું માપ કઢાય છે.

પ્રજાઓની હરિફાઇમાં પ્રજાની સંખ્યા ઘણો આગેવાન દરજ્જો ભોગવે છે. જે પ્રજા દિન પર દિન ઘટતી જાય છે તે પ્રજાનું મૃત્યુ નકકી વહેલું આવશે એમ સમજવું.

સર પ્રતુલ ચેટરજી એમ. એ., એલ એલ. ડી., સી. આઇ. ઇ., પંજાબ હિંદુ કૉન્ફરન્સના પ્રમુખ પદેથી આ બાબત વિષે નીચે મુજબ બોલ્યા હતાઃ—

" હિંદુ પ્રજાના આગળ વધેલા લોકો જેઓ પોતાના મતના ઉદારપણાને લીધે ઘણીવાર ધર્મવિરૂદ્ધ લેખાય

છે ત્હેમાંના એક પણ વર્ગમાં હું નથી, પણ એક વાત મ્હારૂં ખાસ ધ્યાન ખેંચે છે. આપણા પતિત વર્ગના લોકોને જોર જુલમથી હિંદુધર્મ ત્યાગ કરવાની ફરજ પાડવી એ તદ્દન બુદ્ધિરહિત અને મૂર્ખાઈ ભર્યું છે."

## હાલના મનુષ્યયજ્ઞ.

મ્હારા મિત્ર રા. અમૃતલાલ પઢીયાર પોતાના "સાચું સ્વર્ગ" નામના પુસ્તકમાં, હાલ આપણે કેવા મનુષ્ય યજ્ઞ કરીએ છઇએ તેના જવાબમાં નીચે મૂજબ લખે છે:—

"એ તમે ક્યાં નથી જાણતા? મનુષ્યયજ્ઞ માટે અસલ આપણે બાળકોને પવિત્ર વેદના મંત્રો એટલે કે ઇશ્વરી જ્ઞાન શીખવતા, તેને બદલે હાલમાં આપણા બાલકોને હોલીના ઘેરીયા બનાવી ભૂંડું બોલતાં શીખવવામાં આવે છે, તથા આપણી બાલિકાઓને બિભત્સ ફટાણા શીખવવામાં આવે છે! મનુષ્યયજ્ઞ માટે આપણાં બચ્ચાંઓનું ભવિષ્યનું સંસારસુખ વધારવા માટે તેઓને સારે ઠેકાણે આપવાને બદલે માત્ર મૂર્ખાઈ ભરેલા રિવાજોને ખાતર તેઓને ગમે ત્યાં ખાડામાં ફેંકી દેવામાં આવે છે! મનુષ્યયજ્ઞ માટે આપણા જાત ભાઈઓને અરસપરસ મદદ કરવાને બદલે તેમનાં છિદ્રો શોધવામાં, તેમને હલકા પાડવામાં અને તેમને નાત બહાર મુકવામાં આપણી સત્તાનો ઉપયોગ કરવામાં આવે છે! મનુષ્યયજ્ઞ માટે લાચારોને મદદ કરવાને બદલે તેમનો તિરસ્કાર કરી તેમનાથી દૂરના દૂર રહેવામાં અમે ધર્મમાની બેઠા છીએ! મનુષ્ય યજ્ઞ માટે જગતમાં ભાઈબંધી વધારવા સારૂં આર્યોનો સનાતન

ઈશ્વરી ધર્મ જગતમાં ફેલાવવાને બદલે જેઓ હમારામાંથી ભૂલા પડેલા હોય તેઓને પણ હમારી સાથે પાછા લેવાની અમે ના પાડીએ છીએ ! મનુષ્યયજ્ઞ માટે આપણા ભાઇ બંધોમાં ધર્મજ્ઞાન ફેલાવવાને બદલે આપણે ધર્મના ઉત્તમ રહસ્યો તેમનાથી છૂપાવીએ છીએ અને તેઓને બહારનાં ટીલાં-ટપકાં ને ન્હાવા-ધોવામાંજ રાખી મૂકીએ છીએ ! મનુષ્યયજ્ઞ માટે આપણા ગુણોનો, આપણી દવાઓનો અને આપણા જ્ઞાનનો બીજાઓને લાભ આપ્યા વિના તે ઉત્તમ વસ્તુઓને આપણા મરણની સાથે મારી નાખીએ છીએ ! મનુષ્યયજ્ઞ માટે સ્ત્રીઓને અર્ધાંગના માનવાને બદલે આપણા ઘણા ભાઇઓ સ્ત્રીઓને પોતાના પગનું ખાસડું માને છે ! મનુષ્યયજ્ઞ માટે જગતમા લગ્નસ્નેહ વધારવાને બદલે આપણે ખાસ કજોડાં કરીએ છીએ ! મનુષ્યયજ્ઞ માટે રાજાઓ રૈયતને પોતોનાં છોકરાં જેવી સમજવાને બદલે રૈયતનો રસકસ ચુસી લેનારી રાજનીતિ ચલાવે છે ! મનુષ્ય-યજ્ઞ માટે ગુરૂઓને સુધારવાને બદલે હાલમાંતો જાણે વાંદરાઓના હાથમાં તરવાર મળી હોય એવું થઈ પડેલું છે ! અને મનુષ્યયજ્ઞ માટે આપણા દેશમાં પ્રજા વધા-રવાને બદલે કેટલીક વિધવાના કાચા ગર્ભનાં પિંડનું બળીદાન આપવામાં આવે છે !! આવા યજ્ઞનું ફળ તે આપણી ખરાબી વિના બીજું શું હોય ! આવી રીતે ઈશ્વરી સ્નેહ તોડવાનું ફળ તે આપણી પાયમાલી વિના બીજું શું હોય ! અને આવાં સ્વર્ગમાં નર્કનું ફળ તે પ્રભુથી વિમુખ થયા વિના બીજું શું હોય ! માટે ભાઇઓ ! ચેતો, ચેતો, અને જેમ બને તેમ આપણા

પવિત્ર ધર્મ પ્રમાણે આપણા પ્રભુ પરાયણ પૂર્વજોની ઇચ્છા પ્રમાણે અને ઈશ્વરના હુકમ પ્રમાણે જગતમાં ભ્રાતૃભાવની ઈશ્વિરી સગાઇ વધે એવા યત્નો કરો: એવા યત્નો કરો."

આપણે પ્રારબ્ધ ઉપરજ આધાર રાખીએ છીએ અને 'કર્મમાં જેમ હતું તેમ બન્યું,' 'ઈશ્વરે જેમ કર્યું તેમ બન્યું' એમ બોલી સંતોષ પકડી આપણો ઉત્તમ મનુષ્યદેહ પૂર્ણ કરીએ છીએ; પુરૂષાર્થ કર્યા વિના તો ભાગ્ય પણ ફળતું નથી જ એ વાત આપણા સંસારમાં તદ્દન ભૂલી જઇએ છીએ.

આપણું જીવન-સૂત્ર રૂઢી છે. આપણે રૂઢી-દેવીના ઉપાસક બન્યા છીએ. આપણે આપણી સર્પિણી જેવી રૂઢીની બેડીઓમાં સખ્ત જકડાઈ ગયા છીએ. પરિણામે આપણું શારીરિક બળ નષ્ટ થયું છે, આપણી જીંદગી ટુંકી થઈ છે, આપણી માનસિક ઉન્નતિમાં વિઘ્નો ઉભાં થયાં છે, આપણે ઉદ્યોગ હુન્નરની ખીલવણીમાં સુધરેલી પ્રજાઓ કરતાં ઘણાજ પછાત પડી ગયા છીએ. આપણે ન્યાય અને ભ્રાતૃભાવને આપણાથી વેગળા કાઢયા છે. જે હિંદ સર્વ વિદ્યાનો ભંડાર, સર્વ કળાનો કોઠાર, જોઇતાં સર્વ સાધનોનું સંગ્રહસ્થાન ગણાતું તેજ આપણી માતૃભૂમિ હાલ નબળી પ્રજાની પંકિતએ મૂકાઈ છે.

દેશ દેશના ઇતિહાસોનો અભ્યાસ કર્યાથી આપણને માલમ પડશે કે સુધરેલા દેશોમાં ખરાબ રીતરિવાજો રૂઢીની ગુલામગિરિ કરવાથીજ ચાલુ રહ્યા છે. પાશ્ચાત્ય સુધારાની વ્યાજબી તુલના કરી મિસુરી યુનીવર્સિટીનો પ્રો. ચાર્લ્સ એ. એલ્વુડ કહે છે કે:—

"નિકૃષ્ટ વ્યાપાર પરાયણતા, જનહિતવાદ, કેવળ પરમાણુવાદ મુજબ રચાયલી સંસાર જીવનની પદ્ધતિ, ન્યાયને કોરાણે મૂકી કેવળ લશ્કરી બળથી સત્તા ભોગવવાની રીતિ, લગ્ન અને કૌટુંબિક જીવનનું હલકું ધોરણ, ધર્મ અને નીતિની બાબતોમાં નાસ્તિકતા વિગેરે જે જે કારણોથી રોમન પ્રજાના અભ્યુદયનો નાશ થયો હતો તેજ કારણો હાલમાં પાશ્ચિમાત્ય સુધરેલી પ્રજાઓમાં સર્વોપરી પણે નહીં તો મુખ્ય પણે જોવામાં આવે છે."

આપણે પ્રાચીન ભારતની સંસ્કૃતિ કેવી સર્વોત્તમ હતી તે ટુંકમાં જોયું છે. હાલ આપણે પડતી દશામાં છીએ અને આપણી પવિત્ર ફરજ છે કે આપણે સર્વેએ બધી રીતે ભગીરથપ્રયત્નો કરીને ભારતભૂમિમાં પ્રાચીન ગૌરવ તથા મહિમા પાછાં લાવવાં. આ સારૂંજ મેં અત્રે આપણી મોટી ખામીઓનો ઉડતો ચિતાર આપ્યો છે. આ ચિતાર મેં મારા બોલોમાં નથી આપ્યો તેનું કારણ દેખીતું છે. જ્યારે મોટા જનસમૂહ આગળ પાશ્ચાત્ય વિદ્યાસંપાદન કરેલ પુરૂષ હિંદુઓની ખામી બતાવવા ઉભો થાય ત્યારે લોકો તેના તરફ શંકાની દૃષ્ટિએ જુએ છે અને તેના બોલો ભારતભૂમિને લાગુ પડે છે કે નહિ તે સંબંધી વિચાર કરતાં નથી એમ સમજીનેજ મેં વિગતવાર હકીકતો આપણા માનનીય નેતાઓના જ શબ્દોમાં તમારી સમક્ષ રજુ કરી છે અને મને આશા છે કે તમારી ખાતરી થઈ હશે કે આપણી હાલની સ્થિતિ ખરાબ છે અને તેમાં દેશકાળને અનુસરી સુધારા વધારા કરવા જરૂરનું છે. કોઈ પણ

પ્રજામાં સુધારા થયા પહેલાં તે પ્રજામાં ખામીઓ છે એવું પ્રત્યક્ષ ભાન તે પ્રજાને થવું જોઈએ. આવાજ ઉદ્દેશથી મેં આપની સમક્ષ ભાર દઈને આપણામાં પ્રચલિત અનિષ્ટ રૂઢિઓનું દર્શન કરાવ્યું છે. જો આપની ખાતરી થઈ હોય તો આપણે આપણી ઉન્નતિનું પ્રથમ પગલું લીધું છે એમ હું માનીશ. આટલેથીજ કાર્ય સધાયું એમ સમજવાનું નથી. આપણો ધર્મ છે કે આપણી ખરાબ રૂઢીઓ નાબુદ કરવા વિચાર કરવા, લોકમત કેળવવા ભેગા મળવુંજ જોઇએ. હવે આપણે સંસાર સુધારા સંબંધી વિષય વિગતવાર ચર્ચીશું

## હિંદુ સંસાર સુધારો.

પ્રિય બન્ધુઓ ! સાંસારિકપ્રશ્નો ઉપર દરેક દેશમાં જોસભેર ચર્ચા થાય છે. આપણા દેશમાં પણ એવું જ બન્યું છે. અને બને છે. દરેક વ્યકિત પોતાની મત્યનુસાર સાંસારિક પ્રશ્નોનો નીવેડો કેમ લાવવો તે સૂચવે છે અને તે એમ સમઝે છે કે આપણો સમાજ જો તેની પદ્ધતિએ ચાલે તો આપણી કળજુગની સાંસારિક સ્થિતિ તરત બદલાઈ જઈ સત્યયુગમાં પોતાનો જન્મ ધારણ કરશે. સંસાર સુધારાનો પ્રશ્ન મહા વિકટ છે અને અત્યાર સુધી મહાન પુરૂષોએ તેનો નિકાલ કરવા જૂદા જૂદા પ્રયત્નો કર્યા છે. પણ હજી કંઈ નીવેડો આવતો નથી. આથી હાથ જોડી બેસી રહેવાનો માર્ગ સુલભ નથી. પ્રાચીન અને અર્વાચીન સાંસારિક સ્થિતિમાં ઘણો ફેર પડ્યો છે. અને દરેક વ્યકિત આપણી સાંસારિક સ્થિતિ કેમ સુધારવી તેનો વિચાર કરી પોતાના અભ્યાસનું

પરિણામ પોતાની જ્ઞાતિના ફાયદાસારૂ જાહેરમાં મૂકે તો તેનું પરિણામ શુભજ આવશે એ ખાત્રીથી સમજવું. કોઈ પણ શુભ કાર્ય સ્વાર્થ વગર કર્યું હોય તો તેનું ફળ પ્રત્યક્ષ ન દેખાય તો પણ તે કાર્યની અસર કદિ પણ ભૂલાતી નથી. સાંસારિક પ્રશ્નોથી હું તદ્દન અજાણ નથી. તે સાથે હું તમને ખુલ્લું એમ પણ જણાવીશ કે સામાજીક શાસ્ત્રનો હું કાંઈ ખાસ અભ્યાસી નથી. આટલું કહી અત્યાર સુધી જે કાંઈ જોયું છે, વાંચ્યું છે, અનુભવ્યું છે, તેના સારાંશ રૂપે સંસાર સુધારાની બાબતો હું મૂળ મુદ્દાને વળગીનેજ તમારી સમક્ષ રજુ કરીશ. સંસાર સુધારાના અકકેક પ્રશ્ન પર જેટલું લખાએ તેટલું ઓછું છે ત્યારે આખા સંસાર સુધારાના પ્રશ્નને થોડા સમયમાં ઇનસાફ આપવો એ મારી અલ્પ શક્તિની બહાર છે. વિગતમાં ઉતરી આપને હું શ્રમ આપવા માંગતો નથી. આશા છે કે આપ સર્વેને આ સંસાર સુધારા સંબંધીનું લખાણ તમારા સંસાર સુધારાના માર્ગમાં કોઇપણ રીતે મદદ કર્તા થઈ પડશે તો મને મારી મહેનતનો બદલો મળ્યો સમજીશ. આટલું કહી હું આપની આગળ સંસાર સુધારાની દેખીતી સહેલી પરંતુ ઘણી અગત્યની બાબત ઉપર આપનું ધ્યાન ખેંચીશ.

૧. ઓગણીસમી સદીની મ્હોટી શોધ પરિણામવાદનો નિયમ અથવા Law of Evolution છે. આ નિયમનું તાત્પર્ય ડૉ. ભાંડારકર નીચે મુજબ સમજાવે છેઃ—" આખા વિશ્વમાં ભૌતિક જગતમાં તેમજ આધ્યાત્મિક જગતમાં—એકતામાંથી અનેકતા તરફ અર્થાત્ સાદાઈમાંથી ગુંથણી તરફ, જડમાંથી ચેતન તરફ, સારા-

માંથી વધારે સારા તરફ, બુદ્ધિ હીનતામાંથી બુદ્ધિમત્તા તરફ વિકાસ થતો જાય છે. આ પરમાત્માનો નિયમ છે."

૨. નામદાર રાનાડે સાંસારિક ઉત્ક્રાન્તિ વિષે નીચે મુજબ લખે છે:—

"જે ફેરફાર આપણે સઘળાએ કરવો જોઇએ તે બંધનમાંથી સ્વતંત્રતાનો, અંધ માન્યતામાંથી શ્રદ્ધાનો, નૈસર્ગિક પદ્ધીમાંથી કાયદેસર કરારનો, અધિકારમાંથી વિવેકબુદ્ધિનો, અસંઘટ્ટ જીવનમાંથી સંઘટ્ટ જીવનનો, ધર્માંધતાથી સહિષ્ણુતાનો, અંધ ભવિષ્ય વાદમાંથી માનુષીય ગૌરવની ભાવનાનો ફેરફાર છે. આ દેશમાં વ્યક્તિઓ અને સમાજો ઉભયને માટે આ સામાજીક વિકાસ છે."

૩. નામદાર રાનાડે આપણી આધુનિક સાંસારિક સ્થિતિ તથા તેના મૂળ વિચારો વિષે નીચે મુજબ લખે છે:—

"આપણે આપણું કદ ગુમાવ્યું છે, સેંકડો જગ્યાએએ આપણે વાંકાવળી ગયા છીએ, આપણી આંખો પ્રતિષિદ્ધ વસ્તુઓની વાસના રાખે છે, આપણા કાનો આપણા પાડોશીઓની નિંદા સાંભળવાની આકાંક્ષા ધરાવે છે, આપણી જીભને પ્રતિષિદ્ધ ફળ ચાખવું છે, આપણા હાથ બીજા માણસની મીલકત માટે ટાંપી રહે છે અને પચે નહિ એવા ખોરાકથી આપણા જઠરમાં અવ્યવસ્થા થઈ છે, આપણે આપણા પગ ઉપર ટટાર રહી શકતા નથી પણ આપણને ઘોડીઓની જરૂર પડે છે."

"અલગ રહેવું, આંતરિક અંતઃકરણના પોકાર કરતાં બાહ્ય શકિત કે સત્તાને આધીન થવું, વંશપરં-

પરા અને જન્મને લીધે મનુષ્યો વચ્ચે કાલ્પનિક ભેદોનું દર્શન, અનિષ્ટ કે ખોટા કાર્ય પ્રતિ નિષ્ક્રિય સંમતિ, અને લગભગ ભવિષ્યવાદની સીમાપર આવી જતી, આધિભૌતિક ઉન્નતિ તરફ સામાન્ય નિઃસ્પૃહા એ આપણી સામાજીક વ્યવસ્થાના મૂલ વિચારો છે."

૪. આપણે પોતે સુધરવું, આપણું ગૃહજીવન ઉન્નત કરવું, અને જે જનસમાજમાં આપણે રહીએ છીએ તે સુધારવો એ જ સંસાર સુધારાનું કર્ત્તવ્ય છે. સંસાર સુધારો આપણા સમાજમાંથી નઠારા વિચારો નિર્મૂળ કરી આપણી પ્રજાને દુનિયાની સુધરેલી પ્રજાની જોડે મુકવા પ્રયત્ન કરે છે. જે રીતરિવાજો આપણી આધુનિક સ્થિતિને બંધ બેસતા આવતા ન હોય તેવા રિવાજોને ફેરવી તેમાં યોગ્ય વધારો ઘટાડો કરવો એ સંસાર સુધારાનું કાર્ય છે. ટુંકમાં આપણા સંસારને કાર્યસાધક કરવો એ જ સુધારાનું કાર્ય છે.

૫. આપણું ગૃહજીવન પવિત્ર બનાવવાથી, જાહેર જુસ્સો અને નીતિની ઉચ્ચ ભાવનાઓ નજર સમક્ષ હમ્મેશ રાખવાથી, સાદી જીંદગી ગુજારવાથી, પ્રમાણિક વર્તણુક અને હિંમતના બળથી તથા સારા ચારિત્ર અને બુદ્ધિબળનો સદુપયોગ કરી ચોક્કસ ધોરણે ચાલી મધ્યમ માર્ગ જાળવવાથી જ આપણો સંસાર કાર્યસાધક થઇ શકે છે.

૬. આ કસોટિથી આપણા દેશની સંસ્થાઓ તથા રિવાજોના ઉપયોગિપણાની વ્યાજબી તુલના થઈ શકે છે. જે સંસ્થાઓ તથા રિવાજો આ કસોટિમાંથી પાર ઉતરી શકતા નથી તેને બદલે જે પાર ઉતરી શકે છે

તેને નવું બળ આપી, જૂના કાઢી, નવા સમાજમાં દાખલ કરવા એ સંસાર સુધારાનું કાર્ય છે.

૭. આપણું સાધ્ય–નામદાર રાનાડે આ સંબંધમાં નીચે મુજબ કહે છે:—

" આપણી સાંસારિક સ્થિતિ સુધારવાને આ કે તે ખાસ ખામી કે દુર્ગુણ દુરકરવાની ચળવળની નેમ નથી અને હોવી પણ ન જોઇએ. મનુષ્યની બુદ્ધિને મુક્ત કરીને, તેની ફરજનું ધોરણ ઉંચું કરીને, અને તેની સર્વ શક્તિઓ શ્રેષ્ઠ બનાવીને આખા માણસને ફરીથી નવો બનાવવાની, તેને શુદ્ધ કરવાની અને તેને શ્રેષ્ઠ બનાવવાની નેમ છે. એવી રીતે ફરીથી નવા ન બનીએ, શુદ્ધ અને શ્રેષ્ઠ ન બનીએ ત્યાં સુધી આપણા પૂર્વજો જે એક સમયે ઉત્તમ પ્રજા હતી તેવા બનવાની આપણે કદાપિ આશા રાખી શકીશું નહિ. તે પૂર્વજોને મોટાં કામ સોંપવામાં આવતાં હતાં, અને તેમને હાથે મોટાં કામ થતાં હતાં. જ્યારે આ ભાવના કાર્ય કરનારમાં સ્ફુરી રહી હોય છે, ત્યારે તે કયા ખાસ દિશામાં પ્રકટ થાય છે, અને તે કયા ખાસ રીતિ અનુસાર કામ કરવા લાગે છે તે મુકાબલે નિઃસ્પૃહાની બાબત છે. મુક્ત થયેલ પુરૂષત્વ, ઉછળતી આશા, કદાપિ ફરજને નહિ છોડનાર ધર્મ, સર્વની સાથે એક સરખું વર્તન ચલાવનાર ન્યાયની ભાવના, અનાચ્છાદિત બુદ્ધિ અને સંપૂર્ણ રીતે ખીલેલી શક્તિઓ અને છેવટે સઘળી મર્યાદાઓને વટાવી જનાર પ્રેમ સહિત પુનઃ નવીન થયલું હિંદુસ્થાન દુનિયાની પ્રજાઓમાં પોનાનું યોગ્ય સ્થાન લેશે, અને પરિસ્થિતિ અને પોતાની ભવિતવ્યતાનું

સ્વામી બનશે. આ નેમે પહોંચવાનું છે—આ વાગ્દત્ત ભૂમિ છે.”

૮. સંસાર સુધારકે હમેશાં યાદ રાખવું જોઈએ કે ભિન્ન ભિન્ન મતના ઋષિમુનિઓ અને સ્મૃતિકારોથીજ ઘડાયેલો હિંદુ સંસાર નથી. પણ હજારો વર્ષ થયાં સ્વાભાવિક ઉત્ક્રાન્તિના નિયમને અનુસરીને બનેલી તે મહાન સંસ્થા છે. હિંદુ સંસ્કૃતિ સર્વ સંસ્કૃતિ કરતાં પ્રાચીન છે અને હિંદુ સંસારને બંધ બેસતી ઘણી રુઢિઓએજ હિંદુઓનો સંસાર અત્યારસુધી દીપાવ્યો છે અને હિંદુઓના જીવનને સુખમય કર્યું છે. માટેજ આપણી સંસાર સુધારાની રીત આપણા હિંદના આત્માને મળતી આવે એવી હોવી જોઇએ. આ સંબંધમાં સ્વામી વિવેકાનંદના બોલ અર્થસૂચક હોવાથી તે ટાંકી બતાવું છું:—

“વિદેશી સમાજોની કાર્યપદ્ધતિ ગ્રહણ કરવાનો પ્રયાસ નિરર્થક છે. હિંદમાં એ પદ્ધતિ અશક્ય છે અને તે અશક્ય છે, એટલા માટે આપણે ઇશ્વરનો આભાર માનવો જોઇએ. આપણે આપણી સમાજને મારી અમળાવીને તેનું વિદેશી સમાજમાં રૂપાંતર કરીશું નહિં. અન્ય પ્રજાઓની સંસ્થાઓ પ્રત્યે હું ઘણાની નજરથી જોતો નથી. તે સંસ્થાઓ તેમને માટે ઉપયુક્ત છે, પણ આપણે માટે નથી. જે વસ્તુ તેમને માટે મીઠાઈની ગરજ સારતી હોય. તે આપણે માટે ઝેરની ગરજ કેમ ન સારે? પહેલો પાઠતો આજ શીખવાનો છે. અન્ય શાસ્ત્રો, અન્ય સંસ્થાઓ અને અન્ય રીતિ રીવાજોમાંથી તેમની આધુનિક પદ્ધતિઓ

પ્રાદુર્ભાવ પામી છે, આપણા ઇતિહાસ અને સહસ્ર વર્ષના આપણા કર્મને અનુસરીને આપણે ખુદ આપણા પોતાના જ માર્ગે પ્રયાણ કરવું જોઈએ, અને આપણે તેમજ કરવું પડશે."

૯. પ્રાચીન સ્મૃતિકારોએ આપણી સમક્ષ એવો સંપૂર્ણ અને સર્વોત્તમ સ્થિતિએ પહોંચેલો સંસાર રજુ કર્યો નથી કે જેમાં આપણે દેશ કાળ અને સ્થિતિને અનુસરી ફેરફાર કરી શકીએ નહિ. સર્વ સમયને માટે સર્વ બાબતોમાં તેમના વિચાર ઈશ્વરપ્રણીત ગણવા નહિ. જૂદે જૂદે સમયે અને જુદે જુદે સ્થળે તેમણે પોતાના ગ્રંથો રચ્યા છે તે વાત તે ગ્રંથોનો અભ્યાસ કરવાથી જણાઈ આવશે.

શાસ્ત્રો ઈશ્વરપ્રણીત છે અને આપણી અસલી રૂઢિઓ વંશપરંપરાથી ચાલતી આવેલી છે માટે તેમાં ફેરફાર કરી શકાયજ નહિ એ રીત પ્રગતિના માર્ગમાં હાનિકર્ત્તા છે. આવી રીતે પ્રાચીન શાસ્ત્રોનાં લખાણો સર્વ કાળને માટે લખાયલાં છે અને તેમાં સમયોચિત ફેરફાર થાય નહિ એવી માન્યતા આપણામાં પ્રચલિત છે, તેથીજ આપણી પ્રગતિ ધીમે વેગે આગળ વધે છે.

૧૦. આપણામાં મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્કય, આપસ્તંબ, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, વસિષ્ઠ વગેરે ઋષિઓએ રચેલાં ધર્મશાસ્ત્રો છે. આમાંનાં કેટલાંક ખંડિત થયાં છે. કેટલાંકમાં પાછળથી વધારો કરવામાં આવ્યો છે અને કેટલાંક સંપૂર્ણ સ્થિતિમાં રહેલાં છે. ધર્મશાસ્ત્રોમાં યાજ્ઞવલ્કય, પારાશર, વગેરેમાં મનુસ્મૃતિ મુખ્ય ગણાય છે. મનુસ્મૃતિપર મેધાતિથિ,

કુલુકભટ્ટ વગેરે કેટલાક લેખકોએ ટીકા લખી છે. આવાં ધર્મશાસ્ત્રોનું વાસ્તવિક જ્ઞાન હિંદુ પ્રજાને પોતાની સંસાર યાત્રા સફળ કરવામાં ખાસ ઉપયોગિ થઈ પડે એવું છે. હજારો વર્ષ થયાં હિંદુ પ્રજાનો ઉચ્ચ ઉદ્દેશ શું હતો અને તે કેવી રીતે સફળ કરવામાં આવ્યો તે જ્ઞાન આ પુસ્તકોની મદદથી આપણને મળી શકે તેમ છે. આવો અભ્યાસ કરનાર આ ધર્મશાસ્ત્રોનાં પુસ્તકોનાં લખાણના બોલેબોલ મુજબ ચાલવાનું મૂકી દઇ તેનું તાત્પર્ય ગ્રહણ કરશે તો નક્કી આવો અભ્યાસી પોતાના જ્ઞાનથી પોતાના જ્ઞાતિભાઈઓને ઘણો સહાયકર્તા થઈ પડશે. મનુસ્મૃતિ આપણામાં કેવું ઉપયોગિ પુસ્તક છે એ જ્યારે અંગ્રેજી ભણેલાઓ બાબુ ભગવાનદાસનું ( સાયન્સ ઑફ સોશ્યલ ઑરગેનીઝેશન ) પુસ્તક વાંચશે ત્યારેજ તેમની ખાતરી થશે. આ પુસ્તકનું વાચન એ આપણી પ્રજાની આંખ ઉઘાડી આપણી પ્રાચીન સ્થિતિ હાલની સ્થિતિ સાથે સરખાવતાં કેવી ઉત્તમ હતી તે પર ઘણું અજવાળું પાડે છે. આ પુસ્તકની મદદથી આપણે સાંસારિક પ્રશ્નોની ઘુંચ ઘણી સહેલાઇથી ઉકેલી શકીશું. આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર થાય એ સમસ્ત ગુજરાતી હિંદુ જ્ઞાતિઓને લાભકારક વાત છે.

૧૧ મોક્ષપદ મેળવવું એ દરેક વ્યકિતનો ઉદ્દેશ હોય છે. સમાજનો ઉદ્દેશ દરેક જણ ઘણી સહેલાઇથી આ પદ પ્રાપ્ત કરી શકે તે સારૂ તેને યોગ્ય સ્થિતિમાં મૂકવાનો છે. હિંદુ સમાજને સર્વોત્તમ બનાવી પ્રત્યેક હિન્દુને તેના જીવનને સાર્થક કરવા તક આપવી એવી દરેક

હિન્દુની ઉચ્ચ ભાવના હોવી જોઈએ. હિંદુ સંસારનું બંધારણ અને હિંદુસંસ્કૃતિ પ્રાચીન ઋષિમુનિઓએ આજ બંધારણપર રચી હતી. આ ભાવના સતત પોતાની નજર આગળ રાખીને જ જે સુધારક હિંદુ સમાજમાં ઘટતા ફેરફાર કરશે તોજ તેને યશ મળશે. નહિ તો પ્રજાના મૃત્યુની જવાબદારી આ નિયમ તોડવાથી તેને શિર ચોંટશે.

૧૨. હિંદુઓની સર્વ સાંસારિક બાબતો ધાર્મિક ભાવનાઓ સાથે મળેલી જોવામાં આવે છે. હિન્દુ સમાજની સર્વ રૂઢિઓ તથા સંસ્થાઓમાં સીધી અથવા આડકતરી રીતે ધાર્મિક તત્વ ભેગું થયેલું જોવામાં આવે છે. જોન બુકેને ધર્મની નીચે પ્રમાણેની જે વ્યાખ્યા આપી છે તે ખરેખર હિન્દુ ધર્મને સર્વ રીતે લાગુ પડે છેઃ—

"આધિદૈવિક નિયમને અનુસાર જીવનપર અમર કરવો એનાથી ઓછો અર્થ ધર્મનો થતો નથી; અને જીવનના કોઈપણ ખુણા ખાચરા સાથે તેને સંબંધ નથી એમ નથી."

માટે હિંદુ સંસાર સુધારક સંસારના રીત રિવાજોની ધાર્મિક ભાવના કાયમ રાખી સુધારા અમલમાં મૂકવા પ્રયત્ન કરશે તોજ તેણે દાખલ કરેલા સુધારા લોકોનાં મન તથા હૃદયમાં સ્થિત થશે એટલું જ નહિ પણ તે સુધારા લાંબા કાળ સુધી હિંદુ જનસમાજમાં ટકી રહેશે.

૧૩. ભૂતકાળની બધી પ્રજાના ઇતિહાસ વાંચતાં આપણને સ્પષ્ટ માલમ પડે છે કે દેશની પ્રજાના સુધા-રાના જાહોજલાલીના દિનોમાં ધર્મ એજ પ્રજાની વહા-

લામાં વહાલી વસ્તુ હતી. હિંદના ઇતિહાસમાં પણ આજ સ્થિતિ નજરે પડે છે. જ્યારે હિંદુ ધર્મની પડતી આવી ત્યારે પ્રથમ આપણી બુદ્ધિ અને પછી ધનબળ ઘટતાં ગયાં. માટે આપણી પ્રજાની જે ક્રમે પડતી થઇ તેથી ઉલટે ક્રમે આપણે ચઢતી કરવા પ્રયત્નો કરવા જોઈએ. આ સારૂ હિંદુસ્થાનના પાયા રૂપ ધર્મનો પુનરૂદ્ધાર કરવામાં આપણું લક્ષ દોડાવવું જોઇએ. આ ઉપરથી એમ ન સમજવું કે બુદ્ધિ અને દ્રવ્ય સંપાદન કરવામાં આપણે પાછળ પડવું. ધર્મ, બુદ્ધિ અને દ્રવ્ય એ ત્રિપુટી છે અને તેને છુટી પાડી સુધારો કરવો અશક્ય છે.

૧૪. ધર્મનો ઉદ્ધાર કરવા સારૂ આપણો બ્રાહ્મણવર્ગ, આપણા આચાર્યો, આપણો સાધુવર્ગ, આપણી પ્રાચીન સંસ્કૃત ભાષા વગેરે સર્વ બાબતોપર ધ્યાન આપવું ઘટે છે. બ્રાહ્મણ વર્ગની તથા આચાર્યોની સ્થિતિ સંબંધી કેટલીક બાબતો મેં આગળ જણાવી છે. હિંદમાં લગભગ ૫૦ લાખ નિરૂદ્યોગી સાધુ, સંન્યાસી, વેરાગી તથા બાવાઓ છે, આ લોકોનો દરરોજનો સરાસરી ચાર આના લેખે ખર્ચ ગણીએ તો પણ આપણા સમાજને દરવર્ષે ૪૬ કરોડ રૂપિયા આ વર્ગ પાછળ ખર્ચ કરવા પડે છે. બ્રાહ્મણોને સુધારવા સારૂ આપણી સંસ્કૃત પાઠશાળાઓનો ઉદ્દેશ રા. રણજીતરામ વાવાભાઈના શબ્દોમાં કહું તો ' હિંદુ પ્રજાના ધર્મ અને સંસ્કૃતિના ખરા આશ્રય સ્થાન અને પ્રચારક થાય, હિંદુધર્મ હાલ છે તેથી વધારે ઉજજવળ સ્વરૂપમાં પ્રસારનાર થાય, જમાનાને અનુકૂળ થાય, હિંદુઓને તેમના સંસ્કારો સારી વિધિ-

ઓથી કરાવનાર થાય, એવા પુરોહિતો ઉત્પન્ન કરવાનો હોવો જોઇએ. આ દોષ કંઇક અંશે ઘટાડવા માટે નામદાર ગાયકવાડ સરકારે પૂરોહિતો માટે પોતાના રાજ્યમાં કાયદો ઘડયો છે એ કેટલે અંશે સફળ નીવડયો છે તે મને ખબર નથી.

લાલા બૈજનાથ હિંદુ ધર્મસંબંધમાં વાસ્તવિક રીતે કહે છે કેઃ—

" ખરી રીતે સમજાયા પ્રમાણે અને મૂળ પ્રતિપાદન કર્યા પ્રમાણે, હિંદુધર્મ પોતાના અનુયાયીઓમાં પ્રગતિનો શત્રુ નથી, તેમજ તે તેમના રાષ્ટ્રીય વિકાસમાં અંતરાયભૂત થતો નથી. જો તેમ હોતતો યુરોપના વિચારકોએ તેની તરફ કે બુદ્ધધર્મ, જેમાં હિંદુધર્મ કરતાં કાંઇપણ વિશેષ નથી તેની તરફ જે ધ્યાન આપ્યું છે. તે ધ્યાન તેમણે આપ્યું નહોત. હિંદુસ્થાનનો ખરો ધર્મ સાબીત થયેલા સત્યના દૃઢ પાયાપર ઉભેલો છે; અને અત્યાર સુધી વિચારપર તેણે જે પ્રભાવ પાડયો છે, તેના કરતાં વિશેષ પ્રભાવ પાડનાર શકિતપણ તે થશે તે સમય ઘણો દૂર નથી. તો પણ હિંદી લોકોનો જથ્થો તેનું જેવી રીતે પાલન કરેછે તે રીતે તેને વિષે આટલું બધું કહેવાઇ શકે નહિ. તેઓ તેનું પાલન કરે છે તે રીતે ચોકકસ તે પ્રગતિને અંતરાયભૂત બને છે; અને એક સંસ્કૃત પ્રજાનો ધર્મ હોવાનો તે દાવો કરી શકે તે પહેલાં તેમાં ફેરફારો કરવા પડશે."

આપણા પ્રાચીન ધર્મની ઉંચી ફિલસુફી સંબંધી સર મોનીયર વીલીયમ્સનો મત મેં તમારી આગળ રજુ કર્યો છે. સ્વામી વિવેકાનંદે પણ ચીકાગોમાં સર્વ ધર્મની

કૉન્ગ્રેસમાં હિંદુધર્મનો વિજય વાવટો ફરકાવ્યો હતો. આ ધર્મનું ખરૂં સ્વરૂપ ચારે વર્ણનાં સ્ત્રીપુરૂષને જ્યારે સરળતાથી સમજાવવાની કોશીષ હિંદના રાજા મહારાજાઓ તથા ધનાઢ્યો કરશે ત્યારેજ હિંદના ઉજ્જવળ ભવિષ્યની આશા રાખી શકાશે. બનારસ ખાતે સ્થપાયેલી હિંદુ યુનીવર્સિટી જો આપણી ધાર્મિક ભાવના સતેજ કરવા શકિતવંત થશે તો દેશભકત પંડિત મદનમોહન માલવીય હવે પછીની હિંદી પ્રજામાં એક અવતારરૂપે પૂજાશે. ધાર્મિક ઉન્નતિના પ્રયત્નો હાથ ધરવાથી સંસારના વિકટ પ્રશ્નોનો નિર્ણય આવશે એ નિઃસંદેહ છે.

૧૫. હિંદી સંસારસુધારક પોતાના દેશના ઇતિહાસનો પાકો અભ્યાસ કરવો જરૂરનું છે. આ નિયમનો ભંગ કરવાથીજ નામીચો લેખક સ્ટૉપ્ફર્ડ બ્રુક કહે છે કે ઈંગ્લાંડના લોકની ઘણી જાતની સંસાર સુધારાની યોજનાઓ નિષ્ફળ નીવડી હતી. આ બાબતમાં પોતાના દેશના વતનીઓને કોઈ દેશભક્ત સુધારવા માગતો હોય તો આપણા દેશના વતનીઓના રિત રિવાજો, રહેણી કરણી વિગેરેનો બારીક અભ્યાસ તે કરે એ જરૂરનું છે. આ અભ્યાસથી પોતાના જાતિબંધુઓ પ્રગતિના માર્ગમાં આગળ વધવા કેટલા લાયક છે તેનું તેને જ્ઞાન થશે. હિંદી પ્રજાને ભૂતકાળમાં પોતાની પ્રગતિ કરવામાં કેટલી કેટલી અડચણો નડી હતી તેનું તેને ભાન થશે અને કયા ઉચ્ચ ઉદ્દેશથી તે પોતાની પ્રગતિ કરવા ઇચ્છતી હતી તેનું પણ તેને પ્રત્યક્ષ જ્ઞાન થશે. આ ઇતિહાસમાં ખાસ કરીને તેણે આપણા દેશની સાંસારિક

સ્થિતિનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. જો હિંદની સાંસારિક સ્થિતિનો વાસ્તવિક ચિતાર લોકો સમક્ષ આપવામાં આવે અને જો આટલું મહાભારત કાર્ય તરત ન બની શકે તો પણ જ્ઞાતિપરિષદો, નવીન સ્થપાયેલ ગુજરાતી કેળવણી મંડળ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, આપણા પ્રત્યેક સાંસારિક પ્રશ્નપર બન્ને બાજુનો ચિતાર આપનાર ઇતિહાસ જાહેર પ્રજા આગળ રજુ કરશે તો ઘણે દરજ્જે સંસાર સુધારા સંબંધી લોકમત કેળવાશે. જ્ઞાતિની પ્રાચીન સંસ્થાપર પ્રહાર કરવામાં જેટલો સમય વ્યર્થ રીતે ગુમાવવામાં આવ્યો છે તેજ સમય જો જાણીતા લેખકોએ જ્ઞાતિસંબંધી સરળ ઇતિહાસ લોકો આગળ બન્ને બાજુ તરફ સમાન દૃષ્ટિ રાખી રજુ કર્યો હોત તો પ્રજાને પોતાની જ્ઞાતિ સુધારવાને તેઓ જરૂર પ્રેરત. આ ઉપરાંત હાલની સુધરેલી પ્રજાનો સાંસારિક ઇતિહાસ અને તેમાં પણ મુખ્યત્વે કરીને જાપાનીઝ પ્રજાની સાંસારિક સ્થિતિના ઇતિહાસની માહિતી હિંદુ સુધારકોને ખાસ અગત્યની છે. આ જ્ઞાન કેટલેક અંશે બાળકોને ખાનગી શાળાઓમાં નાનપણથીજ આપવાની કોશેષ કરવામાં આવશે તો સંસાર સુધારાનો માર્ગ ભવિષ્યની પ્રજાને માટે ઘણો સુગમ થશે.

૧૬. સંસારસુધારક, પ્રાચીન શાસ્ત્રનાં મુખ્ય પુસ્તકોને અભ્યાસ, જુદી જુદી પ્રજાની સાંસારિક સ્થિતિના ઇતિહાસના અભ્યાસ ઉપરાંત સામાજીક શાસ્ત્રનાં મુખ્યમુખ્ય પુસ્તકોનો અભ્યાસ કરી પોતાના દેશની અને અર્વાચીન મહા પ્રજાઓના ધાર્મિક, નૈતિક, વગેરે સાહિત્યનો સાધારણ અભ્યાસ કરી પોતાના જ્ઞાનનો લાભ લોકમત

કેળવવામાં વાપરે એ જરૂરનું છે. આવું જ્ઞાન સંપાદન કરવાથી તે સુધારક પ્રજાને પોતાના મત તરફ વાળવાને શકિતવાન થશે; કોઇ કહેશે કે આટલું બધું જ્ઞાન પોતાની આજીવિકા સારૂ ધંધો કરનાર માણસ કેમ મેળવી શકે? આ દલીલ સત્ય છે. પરંતુ આ બહોળા અભ્યાસના જુદા જુદા વિષયોમાંથી કેળવાયેલો વર્ગ પોતાને મન ગમતો વિષય પસંદ કરી પોતાનું જ્ઞાન લોકો આગળ રજુ કરશે તો ઘણા જણના જ્ઞાનના સમૂહથી થોડા સમયમાં આપણે ઉચ્ચ વિચારોથી જાહેર પ્રજામતને કેળવી શકીશું. આવી રીતે મેળવેલા જ્ઞાન પર આધાર રાખી સુધારકો ચાલશે તો તેમને જશ મળશે.

૧૭. લોકોની પ્રાચીન રુઢીઓ, પ્રાચીન સંસ્થાઓ જે હજારો વર્ષ થયાં આપણી વચ્ચે સ્થાયિ રહી છે તેને નિમૂળ કરવાની હોંસ રાખવી એ મૂર્ખાઇજ છે. સુધારકોએ નાશ કરવાની રુઢિ વર્જીને સંરક્ષક અને બચાવવાની પદ્ધતિ અખ્ત્યાર કરવી જોઈએ. સર રામકૃષ્ણ ભાંડારકર કહે છે કે 'જ્ઞાતિસંસ્થાનાં બીજ નિમૂળ કરવાનો યત્ન એ હિન્દી મહાસાગર સુકવવાના યત્ન જેવોજ' છે. જે સંસ્થાઓ તથા રીતિ રિવાજોમાં જે અનિષ્ટ તત્ત્વો વખતના વહેવા સાથે દાખલ થયાં હોય તેજ નિમૂળ કરવા પ્રયત્ન કરી અને જે તત્ત્વો સારાં હોય તેમને પોષણ આપી ચાલવું એજ સુધારકોનું કર્તવ્ય છે. જાણીતો પ્રોફેસર હેનરી જોન્સ કહે છે કેઃ—

" આપણા કાયદા અને સંસ્થાઓ જેવા છે તેવાજ સ્વરૂપમાં તેમની કીંમતનો વધારે સ્પષ્ટ ખ્યાલ હોત તો

૫

એકંદરે આપણા સામાજીક આશયો વધારે શાણા નીવડત; અને જો તેમનો બને તેટલો સારો ઉપયોગ કરવાને આપણે વધારે સંપૂર્ણ રીતે નિશ્ચય કર્યો હોત તો સંસાર સુધારો વધારે મક્કમ રીતે ગતિ કરત...હજી હું માનું છું કે વર્તમાન માર્ગે સારાં કામમાં વધારો કરવો અને તેમાં ઉચ્ચતર અર્થનો આવિર્ભાવ કરવો એજ ઘણામાં ઘણું ઇચ્છવાનું છે."

આ નિયમને અનુસરીનેજ જ્ઞાતિનો સદંતર બહિષ્કાર કરવાનો વિચાર મૂકી દઈ તેની મારફતેજ સુધારા વધારા કરવાનો માર્ગજ ઇષ્ટ છે. પંડિત જવાલા પ્રસાદે સંસાર સુધારક પરિષદ્‌ના પ્રમુખ પદેથી આવીજ સલાહ આપી હતી. 'જેઓ જ્ઞાતિનાં મંડળો પાસ સંસાર સુધારો કરાવવામાં નુકસાન માને છે તેઓ ભૂલ કરે છે. હિંદુસ્તાનના જનસમાજનું બંધારણજ જ્ઞાતિઓનાં મંડળોનું છે. એટલે એ મંડળોને જગાડીને એના બળથી સંસાર સુધારાનું કાર્ય સિદ્ધ કરવું ઇષ્ટ છે.' જ્ઞાતિ એ કુટુંબોનો સમૂહ છે અને તેની ઉન્નતિ કરવી એ સમાજના અગત્યના અંગનીજ સેવા કરવા બરોબર છે.

આ નિયમ ન પાળતાં અશકય ધોરણ સાધવા જવાના ખ્યાલી વિચારથી જ સુધારો અત્યારે વેગમાં ઘણો આગળ વધી શકયો નથી.

૧૮. રાજા સર ટી. માધવરાવ જેઓ એક જાણીતા હિંદુ તત્ત્વવેત્તા હતા તેમણે કહ્યું છે કે 'હિંદુ સમાજમાં જે ખોડખાંપણો છે તે તેણે સ્વહસ્તેજ દાખલ કરી છે. અને તે સુધારી શકાય તેવી જ છે,' આ સિદ્ધાંતના વાસ્તવીકપણાની સુધારકોએ લોકમત કેળવી લોકોની

ખાતરી કરી આપવી જોઈએ. કારણ કે પોતાની ખામીઓનું ભાન થવું એ સુધારો આગળ વધારવાનું પ્રથમ પગલું છે. આ પદ્ધતિએ કામ લેવાથી લોક લાગણી સુધારાની તરફેણમાં થશે અને પ્રજા સાંસારિક પ્રશ્નો ચર્ચવામાં ઉત્સાહપૂર્વક ભાગ લેતી થશે. સુધારકોનો મોટો દુશ્મન વ્યાજબી અથવા ગેરવ્યાજબી ટીકાકાર હોતો નથી પરંતુ જનસમૂહનો મોટો ભાગ જે સંસાર સુધારા તરફ બિલકુલ જ લક્ષ આપતો નથી તેજ સુધારકોનો દુશ્મન છે. આવા વર્ગને વિચાર કરતો કરવો એ ફતેહ મેળવવાની મુખ્ય ચાવી છે. મી. હેનરી જોન્સ આ વિષે પોતાનો મત નીચે પ્રમાણે આપે છે:—

"પોતાનાં સામાજિક કર્તવ્યો તરફ વ્યકિતની નિઃસ્પૃહા કોઈ પણ અર્થમાં ન્યાયપુરઃસર નથી. પોતાના હૃદય નીચે રાખનાર માતા તરફની બાળકની ફરજો સાથે ફક્ત સમાજ તરફની તેની ફરજો સરખાવાય; કેમ કે સામાજિક માતૃત્વમાં તે જન્મ્યો છે, પુષ્ટ થયો છે અને તેની વ્યકિત ખીલી છે."

૧૯. સુધારાનો પ્રચાર એની મેળે થશે એ મત આપણા આખા જનસમૂહમાં જડ ઘાલી બેઠો છે એ નિર્મૂળ કરવો એ સુધારકોની ફરજ છે. આ પ્રારબ્ધવાદીઓનો નિયમ ઉત્ક્રાન્તિવાદના નિયમની વિરૂદ્ધ છે. સમાજશાસ્ત્રનો એક મુખ્ય નિયમ છે કે જે કાંઇ સુધારા સુધારકોની જાત મહેનતથી નથી થયા તે સુધારા લાંબો વખત સ્થાયિ રહેતા નથી અને તેવા સુધારાથી પ્રજાને મોટો લાભ પણ મળતો નથી. સમાજની ઉન્નતિ સારૂ ખાસ પ્રયત્નો કરવા જરૂરનું છે. સમય કંઈ સમા-

જમાં સુધારા દાખલ કરતો નથી. તે જે કાંઇ સુધારા દાખલ કરે છે તે મનુષ્ય દ્વારાજ દાખલ કરે છે.

સ્વાભાવિક રીતે સમાજના કામને ચાલવા દઈએ તો યોગ્ય સુધારા થઈ શકશે નહિ. જો લોકોનો આ સિદ્ધાન્ત ખરો હોત તો દરેક દેશમાં સુધારો એકજ પદ્ધતિએ થાત. હિંદના કેળવણીના આંકડાપરથી આપણે આગળ જોઈ ગયા છીએ કે હિંદમાં વસતી પારસી કોમ સાહસિક હોવાથીજ તે હિંદમાં બધી જ્ઞાતિઓ કરતાં આગળ વધી ગઈ છે. આ ઉપરાંત સુધરેલી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી પણ સુધારકે તે ટકાવી રાખવા સારૂ પ્રયત્ન જારી રાખવો જરૂરનું છે.

૨૦. સુધારકોએ પોતાના બંધુઓની ખાત્રી કરી આપવી જોઈએ કે "સામાજીક વિકાસ અને વ્યકિતક ચારિત્રનો વિકાસ એકજ ઘટનાના માત્ર બે સ્વરૂપો છે." અર્થાત આપણો જનસમાજ વ્યકિતત્વનો નાશ કરનાર નહિ પણ પોષણ કરનારજ સંસ્થા છે. દરેક વ્યક્તિએ યાદ રાખવું જોઇએ કે સમાજની ઉન્નતિની સાથેજ તેની પોતાની ઉન્નતિ રહેલી છે.

આ સંબંધી સર હેનરી જોન્સ નીચે પ્રમાણે લખે છેઃ—

" સમાજની સામે થવામાં વ્યક્તિ ખરેખર પોતાનીજ સામે થાય છે. તેનામાં બૌદ્ધિક કે નૈતિક એવું કાંઈજ નથી જે તેણે તેની ( સમાજની ) પાસેથી ઉછીનું ન લીધું હોય તેની વ્યકિતનું જો પૃથક્કરણ કરવામાં આવે તો સામાજિક નહિ હોય એવું કાંઇપણ વ્યાજબી બતાવશે નહિ. તેની વાચા, મતો, ટેવો, માન્યતાઓ, નૈતિક આશયો, ધાર્મિક શ્રદ્ધા—જેના વિના તે વિવેકી મનુષ્ય

ન રહે—એ સર્વ તેણે સામાન્ય સામાજિક સંગ્રહમાંથી લઈ લીધેલાં છે."

સામાજીક સુધારો અને વ્યકિતનો પોતાનો સુધારો એ જુદાં નથી પણ એકજ છે. માટે દરેક સુધારકની ફરજ છે કે પોતે જાતે સુધરવું અને સાથે સાથેજ પોતાની સમાજને સુધારવા કોશેષ કરવી. આ વાસ્તેજ સ્વામી વિવેકાનંદ કેહતા કે 'બીજાઓનું હિત કરવાની સાધના એ બીજું કશું જ નથી પણ પોતાના આત્માનો વિકાસ કરવાનો એક ઉપાય છે.' સામાજીક શાસ્ત્રનો એક મુખ્ય નિયમ છે કે વ્યકિત અને સમાજ જુદા નથી પણ એક જ છે, અને બન્ને હમેશ એક બીજાપર અસર કરે છે. જો સંસાર સુધારકો આ નિયમ હુંમેશ યાદ રાખશે તો તેઓ દેશ કાળની સ્થિતિને અનુસરીને સંસારમાં સુધારો કરવાનો માર્ગ સરળ કરી શકશે.

૨૧. હિંદુસ્તાન હમણાં સંક્રાન્તિના સમયમાં છે. પૂર્વ અને પશ્ચિમના સુધારા બન્ને આપણા દેશમાં ભેગા મળી યુદ્ધ કરી રહ્યા છે. આવે સમયે દેશભકતોના ઉપર મોટી જવાબદારી છે. જ્યારે પશ્ચિમને સુધારો આ દેશમાં દાખલ થયો ત્યારે હિંદનું જુનુ એટલું સર્વે ખરાબ એ પદ્ધતિથી કેળવાયેલો વર્ગ સ્વચ્છંદીપણે ચાલ્યો હતો તે સમયે પ્રજાની સંરક્ષક સ્થિતિએજ તેનો બચાવ કર્યો હતો. પ્રો. એલ્વુડે પશ્ચિમના જડવાદી સુધારાની નિર્બળતા આપણને બતાવી આપી છે. આપણે આપણી પ્રાચીન સંસ્કૃતિ જે હાલમાં તદ્દન નબળી પડી ગઈ છે તેની ઝાંખી કરી ગયા છીએ.

આવા સંક્રાન્તિના સમયમાં આપણે પ્રાચીનમાં જે સારૂ હોય તે ગ્રહણ કરવું અને જે અનિષ્ટ હોય તે ત્યાગવું એ નિયમ મુજબ ચાલવું જરૂરનું છે. આ પ્રસંગને અનુસરી નામદાર રાનાડે કેટલાક વિચાર જણાવે છે તે નીચે મુજબ છેઃ—

"હિંદી કોમ સજો અને ભ્રષ્ટતાનો ગંધાતો જથ્થો નથી. બેશક તે ઘણે અંશે સંકુચિત વિચારની છે, પરંતુ તે સંકુચિત વિચાર એ તેનું બળ છે. ફેશન્સની સગવડતા સાથે જે પ્રજા પોતાના મતો અને નીતિઓ, પોતાના રીવાજો અને સામાજીક તંત્ર ફેરવે છે તે પ્રજાને માટે ઇતિહાસમાં કોઈ નિયત જગ્યા નથી."

આ સાથે પાશ્ચાત્ય સુધારામાંથી જે નવું ગ્રહણ કરી શકાય એવું હોય-અને તે સુધારામાંથી ઘણું નવીન ગ્રહણ કરવાનું છે-તે ગ્રહણ કરી આપણે આપણી પ્રગતિ કરવાની છે. હિંદમાં જૂદી જૂદી પ્રજાઓ રાજ્ય કરી ગઈ છે અને દરેક પ્રજાના રાજ્ય હેઠળ આપણે ઘણું ગુમાવ્યું છે તે સાથે ઘણું હાંસલ પણ કર્યું છે. હાલ પરમેશ્વરની કૃપાથી હિંદ સુધારા વધારામાં આગળ વધેલા અંગ્રેજલોકના હાથ નીચે આવ્યું છે. સ્વરાજ્ય સારૂ હિંદ જો તૈયાર થવા માગતું હોય તો નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલેની શિખામણ મુજબ "નિયમ પાળવાની તૈયારી અને વ્યવસ્થા કરવાની લાંબી ક્રિયાની રૂઢિ અખ્ત્યાર તેને કરવી પડશે."

૨૨. હિંદના સુધારકો સંસાર સુધારા કરવા જૂદી જૂદી પદ્ધતિઓ કામે લગાડે છે.

## કાયદાથી સુધારો કરવાની પદ્ધતિ.

કેટલાકો કાયદાની મદદ લઈ સુધારા કરવાની તરફેણમાં છે. આ રીત હિંદુ સમાજને કેટલી બંધબેસતી છે તે ખાસ કરીને હાલના સમય વાસ્તે વિચારવા યોગ્ય છે, માટે તે સંબંધી જરા લંબાણથી વિવેચન કરીશ.

કાયદા મનુષ્યના વ્યવહારને નિયમમાં રાખે છે એ વાત ખરી છે; પણ આપણે આજે સાંસારિક કાયદા અને રાજ્યના તે સાથેના સંબંધ માટે ખાસ વિચાર કરવાનો છે. સુધારા કરવાની બે મોટી પદ્ધતિ છે; તેમાં એક પદ્ધતિ લોકોને સમજાવીને કામ લેવાની છે અને બીજી રાજ્ય પાસેથી હિંદુ સંસારની નઠારી રુઢિઓ કાયદા બંધાવી નાબુદ કરવાની છે. આ બાબતમાં નામદાર સયાજીરાવ ગાયકવાડ સરકારના શા વિચાર હતા તે જાણવા તમો ઈંતેજાર હશો માટે અત્રે પ્રથમ તેમનો અભિપ્રાય ટાંકીશ.

સને ૧૯૦૪ માં તેમણે કહ્યું હતું કેઃ—' આ બેમાં (કાયદો અને સમજુતના બે રસ્તામાં) વધારે સાદો અને જલદી અસર કરે એવો કાયદાનો રસ્તો છે. પરંતુ કાયદો અમુક બદીઓનેજ લાગુ પાડી શકાય, તેનાથી સર્વ પીડા ટળી શકે નહિ, તેમ તેની અસર કાયમની અને ઝાઝી ઉંડી ગણાય નહિ......

" કેટલીક રીતે આપણા સ્વભાવને પણ કાયદાનો રસ્તો વધારે અનુકૂળ છે.

" દેશી રાજ્યો સ્થળે સ્થળે ઉપયોગિ હિલચાલો ના મધ્યબિંદુઓ થઈ, આપણા સમાજના સુધારા વધારામાં મોટી મદદ કરી શકે.... પરંતુ આપણે યાદ રાખવાનું

છે કે જે મોટા અનર્થોનું મૂળ સમાજના અવ્યવસ્થિત થયેલા બંધારણમાં છે તેનાપર કાયદાની કાંઈ અસર થશે નહિ. તેને માટે તો કેળવણીનો બહોળો ફેલાવો થવો જોઈએ. ”

આ સાથે સ. ૧૯૦૭ માં વડોદરાના હાલના દિવાન મે. મનુભાઈ નંદશંકર મહેતાના વિચાર પણ અત્રે જાણવા ઉપયોગિ થઇ પડશે.

મે. મનુભાઈ સગીર વયની વિધવાના રક્ષણાર્થે રાજ્ય તરફથી કાયદો પસાર કરાવવાની તરફેણમાં પોતાનો મત આપે છે, પણ કાયદા મારફત સંસાર સુધારો કરવાની બાબતમાં પોતાના એક ભાષણમાં નીચેનો સિદ્ધાન્ત રજુ કરે છે:—

“ સમજુતી કરવાના તમારા એકત્રિત પ્રયાસો અથવા જ્ઞાતિએ કરવાના દંડોના ભય સાથે જુલમના કામી પ્રયાસો ફળીભૂત ન થાય તો છેવટેજ કાયદાનો આશ્રય લો.”

આ બન્ને અભિપ્રાયો ઉપરાંત સંસાર સુધારા ક્ષેત્રના સૌથી વધારે જાણીતા થયેલા નેતા નામદાર રાનાડે ક્યા નિયમને અનુસરીને સરકારને કાયદા કરવાનો હક મળે છે અને કાયદા પસાર કરાવી સંસાર સુધારા કરવાની પદ્ધતિ સંબંધી પોતાનો મત નીચે મુજબ જાહેર કરે છે:—

“ જ્યારે જ્યારે લોકો દૂર નહિ કરવામાં આવેલા અનિષ્ટના મોટા ભારથી દુઃખી થતા હોય અને તેનો ઉપાય તે પોતે યોજી શકતા ન હોય, ત્યારે ત્યારે જો અનિષ્ટનું નિયમન કરવાથી બીજાં વધારે અનિષ્ટ પરિણામો આવે નહિ એવી રીતે વ્યાક્તિક પ્રયાસ કરતાં

તેથી અનિષ્ટને વધારે સારી રીતે ઓછું કરી શકાય તેમ હોય તો રાજ્યે તેને નિયમિત કરીને ઘટાડવું એ રાજ્યનું કર્તવ્ય છે. સામુદાયિક શક્તિ તરીકે રાજ્ય પોતાના શ્રેષ્ઠ નાગરિકોની સત્તા, શાણપણ, દયા અને પરોપકારવૃત્તિ દર્શાવે છે. પોતાની મેળે એક માણસ એકલો કે મનુષ્યોનો એક સમૂહ ઉત્તમ રીતે જે કરી શકે, તે રાજ્ય નકરે, પરંતુ જે અનિષ્ટો મનુષ્યોના ખાનગી સમૂહો બરોબર અટકાવી ન શકે અથવા કોઈ ખાનગી મનુષ્યોનો સમૂહ કરી શકે તેના કરતાં તે વધારે ત્વરાથી અને અસરકારક રીતે કરી શકે એવા અનિષ્ટોનો ઉપાય યોજવાનો માર્ગ તેને પોતાને જણાય, તો તેણે પોતાની ફરજ ત્યજવી જોઈએ નહિ. આ છેલ્લી બાબતોમાં રાજ્યના નિયામક કાર્યની કર્તવ્ય-સીમા સ્પષ્ટ રીતે દોરાયલી છે. આ અને આ સિદ્ધાંત અનુસારજ રાજ્યની અનેક પ્રવૃત્તિઓમાં તેનું કાર્ય ન્યાયપુરસ્સર લેખી શકાય........

"સામાજીક બાબતોમાં રાજ્યના કાયદાની શરૂઆત આપણા કહેવાથીજ થવી જોઈએ, અને આપણા ગૌરવાન્વિત ભૂતકાળના દૃષ્ટાંત ઉપર તેનો પાયો રચાવો જોઇએ, અને કોમના ઘણામાં ઘણા પ્રતિનિધિ અને જ્ઞાનવાન પુરૂષોની સમજે તે ઘડાયલી હોવી જોઈએ, અને પરદેશીઓને હાથે જે માગવામાં આવે છે તે એટલુંજ કે સંભાવિત વર્ગો રીતરિવાજોમાં અવતારિત થયલી આ જોખમદાર સમજને કાયદાની સત્તા અને સંમતિ આપવી.

"કેટલાક ઘણા બગડી ગયલા કેસોનું જેમ લોહી પડતું બંધ કરવાને સર્જનને તેડાવવો પડે અને દરદીને

સાજો કરવાને દાક્તરને વખત આપવો પડે તે વિના તો ઉપરથી ઠોકી ઘાલવામાં આવેલા કાયદા આપણી સેવા બજાવશે નહિ. મુક્તિનું આ કાર્ય આપણા પોતાના હાથનું હોવુંજ જોઇએ, અને પોતપોતાના છુટકારા માટે પ્રત્યેકે કાર્ય કરવું જોઇએ. પરદેશીઓએ આપણને આપેલી સ્વતંત્રતાઓ સંયોગોના પરિબળને લીધે આપણને આપવામાં આવેલી બક્ષીસો છે. તે ખરેખાત આપણી નથી, તે માત્ર પ્રાપ્તિઓ છે, વિકાસો નથી.

" સંસાર સુધારાનું કાર્ય રાજ્યનું હોઈ શકે નહિ. જ્યારે તે લોકોનું કાર્ય હોય છે ત્યારે તે મુખ્યત્વે મૂલ્યવાન હોય છે. "

## કાયદાથી સંસાર સુધારો કરવાની ઉપર જણાવી ગયા તે ઉપરાંતની બન્ને પક્ષતરફથી રજુ કરવામાં આવતી દલીલો.

**તરફપક્ષ.** (૧) હરેક રીતે પ્રજા સુધરી સુખી થાય તે જોવાની રાજ્યની ફરજ છે. જો સાંસારિક સ્થિતિના સુખમાં વિઘ્ન નડતાં હોય તો રાજ્યે વચ્ચે પડીને સ્થિતિ સુધારવી જોઇએ.

( ૨ ) હિંદુસ્થાનમાં વસતીનો મોટો ભાગ ખેતીવાડી કરનાર છે. અને કેળવાયેલો ભાગ નજીવો છે અને તેમાં પણ ઉચ્ચ કેળવણી લીધેલો ભાગ વસતીના પ્રમાણમાં નહી જેવોજ માલમ પડે છે. જનસમૂહનો મોટો ભાગ સ્વાર્થબુદ્ધિથીજ ઉદરનિર્વાહ કરી પોતાના દિવસો નિર્ગમન કરે છે. આવી સ્થિતિને લીધે પ્રજાનો ઘણો મોટો ભાગ જ્ઞાતિહિત તથા દેશહિત તરફ તદ્દન બેદરકારજ હોય છે અને ચાલતી આવેલી સ્થિતિ પ્રમાણેજ વર્તવાનું યોગ્ય સમજે છે. આવી સ્થિતિમાં પ્રજાજનના કેળવા-

યેલા વિભાગ તરફથી રાજ્યની મદદની માગણી કરવામાં આવે તો લોકમત તપાસી સાંસારિક સ્થિતિ સુધારવા રાજ્યે કાયદા ઘડવા જરૂરના છે.

( ૩ ) જ્યારે જ્યારે પ્રજામાંથી કેળવાયેલો ભાગ પોતાની જ્ઞાતિ પાસે ચોક્કસ સુધારા કરવાની અરજો કરે અને તે પ્રયત્નોમાં હમેશાં નિષ્ફળ નીવડે અને નિષ્ફળ જાય છે જ તે જોતાં રાજ્યની ફરજ છે કે પ્રજાના હિતને ખાંતર કેળવાયેલા વર્ગને મદદ આપવી. જનસમૂહનો મોટો ભાગ ચોક્કસ સંસાર સુધારા સંબંધી કાયદા ઘડાવવા સારૂ સંમતિ આપે અને આવી સંમતિની આશા રાખવી એ દેખીતી જ મૂર્ખાઈ છે.

( ૪ ) બ્રિટિશ રાજ્યમાં આપણા રીતરિવાજોને કોર્ટો એક જાતનું સ્થાયિ રૂપ આપે છે તે જોતાં કાયદાના રક્ષણની આપણને જરૂર છે. સર હેનરી મેન આ સારૂ પોતાનો મત નીચે પ્રમાણે જણાવે છેઃ—

“ કાયદાના વિચારો કરવાથી અને નિર્યામત કોરટો દ્વારા ન્યાયના અમલથી સ્થાનિક રૂઢીઓમાં કુદરતી રીતે જે સંગીનતા અને કર્કશતા હોતી નથી તે આપણે તેમને આપીએ છીએ, અને આ પ્રકારે જે રાક્ષસી અન્યાય પ્રસંગોપાત પરિણમે છે તેને અટકાવવાને યોગ્ય હથીયાર, વખતસર કાયદા બાંધીને આપણે તેનીપર અંકુશ રાખવો જોઈએ.”

(૫) કાયદાની મદદથી લોકોને અમુક જાતના સાંસારિક કૃત્યો કરતાં અટકવું પડે છે. આવી સ્થિતિ લાંબા કાળ સુધી ચાલ્યા કરે છે તો લોકોના વિચાર પણ તે કૃત્યોની તરફેણમાં જ જતે દહાડે થઇ જાય છે.

**વિરૂદ્ધ પક્ષ.** (૧) બુદ્ધિ અને હૃદયની કેલવણીથી જે સુધારા પોતાનામાં દાખલ થાય છે તે જ ખરા સુધારા ગણાય છે.

(૨) કાયદાથી સુધારા કરવાની રીતથી લોકો વગર વિચારે વિરૂદ્ધ પક્ષની સાથે ભેળાય છે.

(૩) કાયદાથી મનુષ્યની સ્વતંત્રતાની, સ્વમાનની અને સ્વજનપ્રત્યેની પોતાની ગંભીર જવાબદારીની લાગણી મંદ પડી જાય છે.

(૪) સમાજશાસ્ત્રના નિયમ પ્રમાણે જ્યાં જ્યાં કાયદાનું રક્ષણ લેવામાં આવ્યું છે ત્યાં ત્યાં સામાજીક સ્થિરતાનો અંત આવેલો માલમ પડે છે. અને જ્યાં લોકોના પોતાના પરજ સુધારાનો આધાર રાખવામાં આવ્યો છે ત્યાં લોકો પોતાનો ઉદ્ધાર કરવા હંમેશ સતેજ રહેલા માલમ પડે છે.

(૫) સાંસારિક બાબતોમાં એક રીતે કાયદાનો અમલ કરવો વ્યાજબી છે એ મત સ્વીકારીએ તો પણ તેવી બાબતમાં કાયદા ઘડવાથી હમેશને વાસ્તે જો તે કાયદો અમલમાં ગેર ઈન્સાફી નીવડે તો તેમાં ઘટતો ફેરફાર કરવાને મહા મુશીબતો પ્રજા જનના ચોક્કસ ભાગને વેઠવી પડે છે.

(૬) જોરજુલમથી કામ કરાવવાની પદ્ધતિથી માણસ ઉલટો ઉદ્ધત બની સામો થાય છે. જ્યારે તેની ફરજની લાગણી ઉશ્કેરવાથી તે પોતાની ફરજ નક્કી બજાવેજ છે. સાધારણ રીતે જ્યાં દેવાદાર પર કૉર્ટમાં દાવો માંડવામાં આવે છે ત્યારે તે માણસ દેવું ના કબૂલ કરે છે. પણ જ્યારે એક માણસ જુગાર વગે-

રેમાં દેવું ( debt of honor ) કરે છે ત્યારે કાયદો તે ખરું દેવું ગણતો નથી છતાં પણ દેવાદાર દેવું ચુકવે છે. આ પ્રમાણે કાયદાથી સુધારા કરવાની પદ્ધતિ સંબંધી મીસીસ બિસાંટ નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય આપે છેઃ—

" અવ્યાક્તિક—ઈમ્પિર્સનલ—કાયદાની ફરજના કરતાં મનુષ્યથી આસપાસના સામાજીક અભિપ્રાયે નાખેલા દબાણુની ભાવનાને અપીલ કરવાથી વધારે બની શકશે. "

( ૭ ) જ્યાં સુધી લોકમત ચોક્કસ સાંસારિક રીત સારૂ કેળવાયેલો નથી ત્યાં સુધી તે પ્રજા આવી રીતે પોતાને સુધારવાની રીતને સંમતિ આપશે નહિ. અને આવી સંમતિ વિના જો કાયદો પસાર કરવામાં આવે છે તોપણ તે કાયદાનો અમલ ન કરવાનો લોકોના મનમાં નિશ્ચય હોવાથી આવો કાયદો કાયદાના ગ્રંથમાજ નકામો પડી રહેશે અને કાયદાનો મૂળ હેતુ નિષ્ફળ જશે અને પ્રજા કાયદાનું કેમ ઉલ્લંઘન કરવું તે સંબંધીજ જૂદી જૂદી યુક્તિઓ વાપરી કાયદાની નેમનો નાશ કરશે.

( ૮ ) એક વખતે કાયદાથી સંસાર સુધારવાની રીત ફાયદાકારક ગણીએ તોપણ જ્યાસુધી તે કાયદાનો અમલ કરનાર શુદ્ધ બુદ્ધિથી અમલ કરશે નહિ ત્યાંસુધી સાંસારિક કાયદાનો ઉદ્દેશ બરોબર જળવાશે નહિં.

( ૯ ) કાયદાથી, લોકમતથી અને મનની ખાતરી થવાથી મનુષ્ય કેવા બને છે તે સંબંધી મી. આર. વ્યેંકટ રત્નમ નૈડુ નીચે જણાવ્યા મુજબ કાયદાથી

મનુષ્ય ઉપર અસર કરવાની રીતે તદ્દન નીચા પ્રકારની છે એ બતાવી આપે છેઃ—

"કાયદાનું ફળ કાયદાસર વર્તનાર મનુષ્ય છે, જાહેર મતનું ફળ સંભાવિત મનુષ્ય અને અંગત પ્રતીતિનું ફળ સહૃદય મનુષ્ય છે; પ્રત્યેક પોતપોતાને પંથે સારો છે—પહેલો ઇજાથી દૂર રહે છે, બીજો વ્યાપક રીત રિવાજને નમતું આપે છે અને ત્રીજો પોતાના અંતઃકરણને પોતાના રાજાની જેમ માન આપે છે"

એક સમાજ શાસ્ત્રી બન્ને પક્ષની દલીલો સારૂ નીચે મુજબ લખે છેઃ—

'જે કાયદો અવશ્યમેવ અંગત સ્વતંત્રતાની ન્યાયી ભાવના ઘટાડવાનું વલણ લે છે, જે કાયદેસર પ્રવૃત્તિઓના અમલ પર અંકુશ મુકે છે, જે વ્યક્તિની જવાબદારી સત્યતા ઓછી કરે છે, અને જે સર્વ માનુષીય શક્તિઓના સ્વતંત્ર ઉપયોગમાં અથવા સઘળા માનુષીય સાધનોના સંપૂર્ણ વિકાસમાં વિઘ્ન નાખે છે તે માત્ર કોમી જાતની એક બીજી યોજના છે, લલચાવીને બંધનમાં નાખનાર અને પ્રગતિ અટકાવનાર સૂક્ષ્મ અને લુચ્ચી યુક્તિ છે. આવા કાયદાને સાંસારિક પ્રગતિના મિત્રો ઉતારી પાડવાને બંધાયલાજ છે, અને પોતાની આશાઓની ફળદ્રુપતા અને પરિપૂર્ણતા તેમણે ઓછી સંશયયુક્ત રીતોએજ ખોળવી જોઇએ.

"એટલું નિઃશંક સત્ય છે કે અન્યાય અટકાવવાને અને અધિકારના દુરૂપયોગ પર અંકુશ મુકવાને કેટલાક નિયામક કાયદાઓની જરૂર છે; પરંતુ તેટલીજ સત્ય વાત એ છે કે એક નાગરિકને શૂન્યતામાં કે એક ગુલા-

મની સપાટીએ ઉતારી નાખવાને કાયદો કાંઈ પણ કરશે નહિજ, એમ સમાજના લાભો માંગણી કરે છે."

આ મુજબ બન્ને બાજુઓ આપણે તપાસીને નિર્ણય પર આવ્યા છીએ કે હમેશના નિયમ તરીકે સાંસારિક રીતરિવાજો સુધારવા કાયદાની મદદ લેવી એ ગેરવ્યાજબી રીત છે. પરંતુ ચોકકસ સંજોગોમાં જ તે મદદ પ્રજાને લાભ કર્તા થઇ પડે છે.

આપણા શાસ્ત્રકારો ખુલ્લું લખે છે કે કેવળ શાસ્ત્રનો આશ્રય લઈને કોઈ નિર્ણય કરવો નહિ. વિવેકબુદ્ધિ વાપરીને કરવો. એમ ન કરવાથી ધર્મની હાનિ થાય છે. દેશકાળને અનુસરીને જ વર્તવું. હિંદમાં જ્યારે આપણા આગેવાન પુરૂષો દેશોન્નતિની મહાન હિલચાલો કરી રહ્યા છે. જ્યારે બીકાનેરના મહારાજા જેવા અને સત્યેદ્ર પ્રસન્ન સિંહ જેવા જાણીતા રાજદ્વારી પુરૂષ આપણને રાજકીય હકકો અપાવવા પ્રયત્ન કરતા હોય, જ્યાં લશ્કરમાં જોડાવા દેશયુવકો હજારોની સંખ્યામાં બહાર પડે, જ્યાં સ્વરાજ્યના ભણકારા ચારો પાસથી સાંભળવામાં આવે તેવા મહાન પ્રસંગે દેશની સાંસારિક સ્થિતિ સુધારવા પ્રજા આપબળ ઉપર આધાર ન રાખી હાથ જોડી બેસી જ રહેતો દેશની પ્રાચીન કીર્તિ કેવી રીતે સંપાદન કરી શકાય ? સાંસારિક ક્ષેત્રમાં જુદી જુદી રીતના પ્રયત્નો અજમાવી સંસારની પ્રગતિ થઈ શકે છે. આવી રીતે કામ કરવા સારૂ એક દેશી રાજ્ય જેટલી છુટથી કામ કરી શકે છે તેટલી છુટથી બીજું પરદેશી રાજ્ય કામ કરી શકતું નથી.

તમારી આગળ કાયદાથી સુધારો દાખલ કરવાની પદ્ધતિની બંન્ને બાજુઓ રજુ કરી છે અને હાલની હિંદની રાજકીય સ્થિતિ વગેરે બાબતો જણાવી છે. આ સર્વેનો વિચાર કરી નામદાર ગાયકવાડ સરકારે જે કાયદો જ્ઞાતિસંબંધી બાંધવા ઇચ્છા દર્શાવી છે તેનો નિર્ણય કરવાનું કામ હું તમનેજ સોંપું છું. આ કાયદો પસાર થાય કે નહિ તો પણ આ કાયદાએ વણિક્ જ્ઞાતિઓને પોતાની સ્થિતિસંબંધી વિચાર કરતાં શીખવ્યું છે એજ મોટો લાભ છે.

## જ્ઞાતિઓ મારફતે સુધારો કરવાની પદ્ધતિ.

આ રીત અખત્યાર કરનારને સદ્ગત મી. બ્રુકસ Somnambulist નિદ્રામાં ફરનારની ઉપમા આપે છે. આ પદ્ધતિ સંબંધી આપણે ઉપર થોડું ઘણું જણાવી ગયા છીએ. સુધારાની આ રીત માધ્યમિક છે અને માટેજ ઇષ્ટ છે એ આપણે જોયું છે. સંસાર સુધારાના પિતા નામદાર રાનાડે બંડ ઉઠાવવાની પદ્ધતિને તદન ધિક્કારી કાઢે છે અને જે ઉત્તમ ભાષામાં આ પદ્ધતિ વખોડવામાં આવી છે તે જોતાં તેમનાજ બોલો હું અત્રે રજુ કરીશઃ—

"કોઈ ખાસ સમાજના પ્રતિનિધિ તરીકે નહિં પણ જે હિંદુકોમે આ દેશની વસ્તી ભરી કાઢી છે અને જે મનુષ્ય જાતિનો છઠ્ઠો ભાગ છે, તે મહાન હિંદુકોમના સભ્ય તરીકે હું બોલું છું. જે પવિત્ર અગ્નિ માત્ર શુદ્ધ કરવાને અને ઉન્નત કરવાને બળે છે તેનાથી મનુષ્ય જાતિના આ વિશાળ જથ્થામાં ચૈતન્ય વ્યાપે છે એમ બતાવનાર ચિન્હોમાં પ્રગતિની ખરી કસોટી જોવી જોઇએ. કેટલાક

એવા છે જે એમ ધારે છે કે, આવાં ચિન્હો જોઈ શકાતાં નથી, અને સળીજતા જથ્થાથી આપણી જાતને અલગ કરીને આપણી પોતાની સહીસલામતી તરફ દૃષ્ટિ રાખવી એ આપણી ઉંચામાં ઉંચી ફરજ છે. છેલ્લાં ત્રીશ વર્ષોથી આ વિચાર સામે મેં સંગ્રામ કર્યો છે, અને જ્યાં સુધી જીંદગી ટકી રહેશે અને અવાજ મને બોલવા દેશે ત્યાં સુધી હું તેની સામે નિષેધ ઉઠાવીશ."

અમદાવાદના પ્રસિદ્ધ ગુજરાતી સંસાર સુધારક સ્વર્ગવાસી રાવ બહાદુર લાલશંકર ઉમિયાશંકર વારંવાર કહેતા કે 'જે કાર્ય કરવાનું છે તે લોકની સાથે રહીને કરવાનું છે, તેમનાથી છૂટા પડી જઇને કરવાનું નથી.' નામદાર રાનાડેની માફકજ રા. લાલશંકર ભાઈ જનસમૂહ જોડે ચાલી તેઓને સમાજની ખામીઓ પ્રત્યક્ષ બતાવી આપી કળવકળથી કામ લેતા. છૂટથી લોકોમાં ભેળાતા, લોકને માન આપતા, અને મોટે ભાગે પોતાનો ઉદ્દેશ પાર પાડતા. આવીજ રીતે સંસાર સુધારાની બાબતમાં તે કામ લેતા. તેથીજ બંન્ને પક્ષના તેઓ માનીતા થઇ પડ્યા હતા. ગુજરાતના ખેડુતોના પિતા જાણીતા વણિક સુધારક શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખ પણ આજ નિયમ પસંદ કરે છે તે તેમના નીચેના બોલો પરથી માલમ પડે છે:—'હજી દેશમાંથી જ્ઞાતિ અને પંથો નાબુદ થવાની ઘણી વાર છે તેથી સુધારકોએ આવાં મંડળોથી વેગળા નહિ રહેતાં તેમની સાથે જોડાઈને તેમનો જેટલો ઉપયોગ થાય તેટલો કરી લેવો જોઈએ, અને વખતો વખત પોતાની સલાહથી તેઓ

સુધારાના વિચારની વિરુદ્ધ જતાં હોય તો અટકાવવા જોઈએ. આ પ્રમાણે જો સુધારકો તે મંડળોથી દૂર નહિ રહેતાં તેમાં ઉત્સાહથી ભાગ લેશે અને પોતાની બુદ્ધિ તથા લાગવગથી જ્ઞાતિની સભાને યોગ્ય કાર્યમાં દોરશે તો હું ધારૂં છું કે જ્ઞાતિમંડળો કોઈપણ રીતે હાનિકારક થવાને બદલે દેશહિતનાં ઘણાં ઉપયોગિ સાધન નીવડશે.'

સમાજશાસ્ત્ર પણ સાંસારિક બળવાની સામે છે. સારી રીતે જમીન તૈયારી કરી એકી વખતે એક પગલું ભરવાની, પણ હરેક વખતે એક પગલું આગળ ભરવાની તરફેણમાં છે. સમાજના નેતાઓ પોતાની પ્રજાના સાંસારિક પ્રગતિના માર્ગો કયા છે તે નક્કી જાણતા પણ હોય તે છતાં પણ પદ્ધતિપર ધીમે ધીમે પ્રજામતને કેળવીને નવા જમાનાને અનુસરવાનીજ પદ્ધતિની હિમાયત હાલનું સમાજશાસ્ત્ર કરે છે.

હિંદુસ્થાન જ્ઞાતિ વગર ચલાવી ન શકે તે દેખીતું છે. વળી ગુજરાતમાં જ્યાં જ્ઞાતિઓનો સાગર છે ત્યાં જ્ઞાતિના પેટા-વિભાગો એકઠા કરવાનો માર્ગ ઉત્તમ છે. પણ તેમાં ફતેહ પ્રાપ્ત થાય કે ન થાય તો પણ ગુજરાતના સંસાર સુધારકોએ જ્ઞાતિનું અસ્તિત્વ સ્વીકારીને જ કાર્ય કરે એ જરૂરનું છે. આવી પદ્ધતિ સ્વાભાવિક અને જરૂરની છે. જે જે જ્ઞાતિઓના નઠારા રીવાજો હોય તે તેજ જ્ઞાતિઓ સુધારવાની પહેલ કરે એજ ઈષ્ટ માર્ગ છે.

## ધર્માચાર્યોની મદદથી સુધારો કરવાની પદ્ધતિ.

ત્રિજી પદ્ધતિ ધર્માચાર્યોની મદદ લઈ જનસમાજમાં સુધારા કરવાની છે. માધ્યમિક કાળમાં આચાર્યોની

સ્થિતિ કવિ દલપતરામે વર્ણવી છે તે આપણે જોઈ ગયા છીએ. હાલના આચાર્યો હજી સુધી લોકને સારે માર્ગે વાળી શકે એવી સ્થિતિમાં છે. આવા આચાર્યોની મદદથી આપણી ધાર્મિક–સાંસારિક સ્થિતિમાં યોગ્ય સુધારો થઈ શકે તે જોવા કોણ ઉત્સુક ન હોય?

"કટાક્ષ કરનાર તરીકે પોતાના દુર્ગુણોને ફટકા મારવાને, સંશયવાદીઓ તરીકે પોતાની નબળાઇઓમાં દૃષ્ટિ ફેંકવાને, નીતિશાસ્ત્રીઓ તરીકે પોતાનાં મૂલ્ય બંધનનું ધોરણ ઉંચું કરવાને, ઉપદેશકો તરીકે પોતાના ડામાડોળ ધર્મોને સ્થિર બનાવવાને, પેગંબરો તરીકે પોતાની મહેચ્છાઓને પુષ્ટ કરવાને, સર્વ પ્રકારના આધ્યાત્મિક અગ્રેસરો તરીકે પોતાનો આત્મા ચૈતન્યમય અને પ્રબલ બનાવવાને" આચાર્યોની હિંદુકોમને જરૂર છે.

આચાર્યોની કેટલી જરૂર છે તે આપણે જોયું. નામદાર રાનાડે પણ તેમની મદદ આપણને ઘટતી દિશામાં મળે એ ઇચ્છતા પરંતુ તેમને પોતાના લાભો સાચવવાના હોય છે માટે સ્વાર્થી વિચાર ન કરી પારમાર્થિક વિચારથી જ સલાહ આપનાર આચાર્યો દેશને ભૂષણરૂપ થઇ પડશે એ નક્કી છે.

## શાસ્ત્રની સંમતિથી સુધારો કરવાની પદ્ધતિ.

રા. ગોકળદાસ કહાનદાસ પારેખ આ પદ્ધતિ સારૂ નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય આપે છે:—'આપણે શાસ્ત્રને માટે હૃદયમાં માન ધરાવવું જોઈએ તથા તેમની આજ્ઞા વિરૂદ્ધ વર્તન કરતાં પહેલાં બહુ સંભાળથી વિચાર કરવો જોઈએ તે ખરૂં. તો પણ આપણું માન એટલી હદ સુધી જવું નહિ જોઈએ કે જેથી શાસ્ત્ર

વચનને અનુસરવા માટે આપણે આપણી ચિદ્‌વૃત્તિ વિરુદ્ધ પણ વર્તન કરવા તૈયાર થઇ જઇએ. ××× શાસ્ત્ર વચનો પરજ આધાર રાખી હરકોઈ પ્રસંગે વર્તવા સામે એક બીજો વાંધો પણ છે. પ્રથમ તો આપણાં શાસ્ત્રો જુદા જુદા કાળમાં અને દેશની ઘણીજ ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં રચાયેલાં છે. તેથી તેઓમાં સમાનતા જળવાઈ નથી; અને જુદાં જુદાં શાસ્ત્રોના વિચારો વચ્ચે વિસંવાદ જણાય છે. તેથી શાસ્ત્રોને અનુસરીને વ્યવહાર ઠરાવવા જતાં તેમના અર્થ કરવાની ઘડભાંજ ઉભી થાય છે, અને એક બીજાની વિરુદ્ધ જતાં ગ્રંથો વિચારો વચ્ચેનો વિરોધ મટાડવાનો પ્રયાસ કરવો પડે છે. પરંતુ તેમ બનવું અશક્ય જણાયું છે. કારણ કે શાસ્ત્રોના ઉંડા અભ્યાસવાળા સમર્થ વિદ્વાનોના અર્થ એક બીજાથી ઘણા ભિન્ન પડે છે. આવી સ્થિતિમાં દરેક પક્ષ પોતે જેને માટે વધારે માન ધરાવતો હોય તેવા વિદ્વાનનો અર્થ માન્ય રાખે છે. આથી જે અનર્થ દૂર કરવા માટે આ ઘડભાંજ ઉભી થઈ હોય તે તો બાજુએ રહે છે અને લોકોનું ચિત્ત આવી આવી નિરર્થક તકરારોમાં ગુંથાય છે; અને પરિણામે તેઓનાં મન અનેક ગોટાળામાં પડે છે.

આ ઉપરાંત શાસ્ત્રોમાં જાણીતા હિંદુ શાસ્ત્રીઓ પોતે કબૂલ કરે છે કે કેટલાંએક ધર્મશાસ્ત્રોમાં પાછળથી ઉમેરો કરવામાં આવ્યો છે. શાસ્ત્રોનું આપણું જ્ઞાન નહિ જેવું છે. જેમ કૉર્ટમાં બન્ને બાજુના વકીલો કાયદાનાં પુસ્તકોની સાહદત ટાંકી પોતાના પક્ષનું સમર્થન કરે છે તેજ મુજબ આપણે જેઓ સંસ્કૃતભાષાથી ઘણે ભાગે અજ્ઞાન

હોઈએ છીએ તેઓને બ્રાહ્મણ પંડિતોના અર્થ ઉપર જ આધાર રાખવો પડે છે. બ્રાહ્મણોની હાલની સ્થિતિ આપણે જાણીએ છીએ. હિંદુ ધર્મમાં હજારો વખત શાસ્ત્રાર્થો થાય છે અને બન્ને પક્ષ હુંસાતુંસીમાં જ અમૂલ્ય કાળ વ્યર્થ ગુમાવે છે. શાસ્ત્રો પરસ્પર એટલાં વિરોધી છે કે તેમાંથી ચોક્કસ નિર્ણયપર આવવું એ લગભગ અશક્ય છે. છતાં પણ શાસ્ત્રોમાંથી સંસાર-સંબંધી જો આપણે આપણાં શાસ્ત્રોના લખાણનું માત્ર તાત્પર્ય જ સમજીને વ્યવહારમાં વર્તન રાખીશું તો બેલાશક મોટો ફાયદો થશે. શાસ્ત્રોથી સુધારા કરવાની પદ્ધતિનો જયારે વિચાર કરીએ છીએ અને આપણી મુશ્કેલીઓ જોઈએ છીએ ત્યારે તો મારા નમ્ર અભિપ્રાય મુજબ રાજા સર ટી. માધવરાવની શિખામણ માન્ય કરવા જેવી લાગે છે. તેઓ નીચે મુજબ સલાહ આપે છેઃ—

“ જે બાબતમાં નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે પરંતુ ભૂલ કરવી સહેલ છે તે બાબતમાં સામાન્ય સૃષ્ટિમાંથી ઉત્પન્ન થતો પ્રકાશ, મનુષ્યની બુદ્ધિ, મનુષ્યની સ્વભાવિક વૃત્તિ અને જ્ઞાનથી તેજોમય થયેલ મનુષ્યનાં અન્તઃકરણનો પ્રકાશ; સર્વ દેશ અને સર્વકાળના શ્રેષ્ઠ પુરુષોનાં મત અને માનીનતાનો પ્રકાશ; મનુષ્ય સમાજની જરૂરીઆતો ઉપરથી પડતો પ્રકાશ; અને શું બનવા જોગ, સહીસલામતી ભરેલું અને સુખશાંતિ આપનારૂં હોય તેનો વિચાર કરવાથી ઉત્પન્ન થતો પ્રકાશ; એવી રિતનો દરેક બાજુએથી પ્રકાશ મેળવવા હું ખુશી છું.”

આ સ્થળે સાહિત્યસેવા કરનારી પરિષદોને સૂચના કરવાની જરૂર વિચારૂં છું. ધર્મશાસ્ત્રોમાં મનુસ્મૃતિ,

યાજ્ઞવલ્કય, પારાશર, મુખ્ય ગણાય છે અને તેના ટીકાકારો પણ ઘણા છે. આ ધર્મશાસ્ત્રોનો ટીકાકારોની મદદ લઈ અભ્યાસ કરી જો ગુજરાતી અને સંસ્કૃતના જ્ઞાનવાળા ગૃહસ્થો સંસાર ધર્મનીતિનું પુસ્તક ગુજરાતી પ્રજાના લાભ સારૂ પ્રકટ કરે તો આપણી પ્રજા તેમનો મોટો ઉપકાર માનશે.

## સમાજો કાઢી સભાસદો પાસે પ્રતિજ્ઞા લેવડાવી સુધારો કરવાની પદ્ધતિ.

આ પાંચમી પદ્ધતિ જયાં સુધી પ્રતિજ્ઞાના ભંગ કરનાર પાસે કોર્ટમાંથી નિયમ ભંગ કરવા સારૂ દંડ વસુલ થઈ શકે નહિ તેવી સ્થિતિ ચાલુ રહેશે ત્યાં સુધી આ રીતિ નિષ્ફળ જ નીવડશે. આ પદ્ધતિ જનસમૂહના મોટા ભાગને માટે લાયક નથી. પરંતુ ઉચ્ચ કેળવણી લીધેલા અને સારા સંસ્કાર પામેલાં સ્ત્રી–પુરૂષોને માટે જ યોગ્ય છે.

## હિંદની પ્રાચીન સ્થિતિનો પુનરૂદ્ધાર કરવાની પદ્ધતિ.

આ રીતનો પૂર્ણ અમલ કરવો અશકય છે. પરંતુ આગલા પ્રાચીન સારા રિવાજો પાછા અર્વાચીન સમયમાં અમલમાં મૂકી શકીએ તો આપણો હિંદુ સમાજ જલદી સુધરી શકે એવી સ્થિતિમાં છે. આગલા જમાનામાં નિયોગની રીત પ્રચલિત હતી, દ્વિજો માંસાહારી હતા, યજ્ઞમાં મનુષ્ય, અશ્વ, આદિ હોમાતાં, સોમપાન થતું, ક્ષત્રિયો સ્ત્રીહરણ કરી લાવતાં; સતી થવાનો ચાલ, જગન્નાથજીના રથ નીચે ચગદાઈ મરવાનો ચાલ, છોકરી-

ઓને દૂધપીતી કરવાનો ચાલ, વગેરે ભારે દુષ્ટ રીતો અસ્તિત્વમાં હતી. આ રિવાજોનો પુનરૂદ્ધાર કરવો ઇષ્ટ નથી અને કેટલાકોનો તો કાયદાએ જ પ્રતિબંધ કર્યો છે માટે પુનરૂદ્ધારની પદ્ધતિનો વ્યવહારમાં સંપૂર્ણ અમલ કરવો અશકય જ છે.

સુધારાના સૈન્યમાં દરેક જાતના સૈનિકોની જરૂર છે. સંસાર સુધારવામાં જૂદી જૂદી પદ્ધતિઓ આવકાર દાયક છે. માટે જરૂર પ્રસંગે દરેકનો સમય જોઈ ઉપયોગ કરવો જરૂરનું છે. સંસાર સુધારાની જૂદી જૂદી પદ્ધતિઓ સંબંધી કેટલાએક સુધારકોના મત અત્રે જણાવીશ.

મહારાષ્ટ્રનો મહાન કર્મયોગી પ્રો. કર્વેનો સિદ્ધાન્ત નીચે પ્રમાણે છે:—

" મને સુધારણાની સર્વ રીતિઓ આદરણીય છે, સર્વ વલણો જે જીવંતરીતે સ્વતંત્ર છે તે સહાયક છે. અરે, સક્રિય વિરોધને પણ હું આદર આપીશ કેમ કે જેઓ આપણથી દુર જતાં રહે છે તેઓ અંતમાં આપણને મળશે. આ બાબતમાં હું દુરાગ્રહ કરીશ નહિ. હું જાણું છું કે વિરોધ, તિરસ્કાર, કટુતામાં જીવનની પ્રામાણિકતા રહેલી છે, અને જો જીવન મુખ્યત્વે એકજ હોય તો છેવટે તેમણે જીવનના આશયો સારવા જોઇએ અને તેઓ પ્રેમમાં બદલાઈ જવાં જોઈએ. તેટલા માટે સુધારણાની સઘળી રીતિઓને અને જુના સાવચેત સંકુચિત વિચારોવાળાથી માંડીને આગળ ધસનાર અવિહિત ધર્મ મતવાદી સુધી આ પક્ષમાં કાર્ય કરનાર

સર્વને હું આદર આપું છું. પોતપોતાના જ્ઞાન પ્રમાણે તેમાંનો પ્રત્યેક એ પક્ષને આગળ વધવામાં સહાય કરી શકશે. હું માત્ર સંપૂર્ણ પ્રમાણિકતા પર દબાણ કરૂં છું. તેની આપણી પર છાપ લઇને આપણામાંનો દરેક જણ પોતપોતાને માર્ગે આગળ વધે."

ગુજરાતના જાણીતા સુધારક રા. બ. લાલશંકર નીચે મુજબ કહે છે:—

"આપણું કાર્યક્ષેત્ર વિશાળ છે અને આપણે લાંબા સમયની વિરૂદ્ધ લડત ચલાવવાની છે તેમ છતાં આપણી સંખ્યા નાની છે. કાર્ય કરવાની પદ્ધતિમાં મતભેદ હોઈ શકે પણ હું ધારું છું કે જ્યારે આપણો ઉદ્દેશ એકજ છે ત્યારે કાર્ય કરવાની પદ્ધતિઓ માટે લડવામાં આપણો સમય અને બળ ગુમાવવા જોઇએ નહિ."

મદ્રાસના વયોવૃદ્ધ સુધારક રા. બ. વીરસલન્ગામ પંતુલુ નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે:—

"પ્રકૃતિના, કેળવણીના અને વિશિષ્ટ સંયોગોના ભેદો હોય છે. સંસાર સુધારામાં એકરૂપતા નહિ પરંતુ એકતા તરફ આપણી નેમ હોવી જોઇએ."

## સુધારાના અંગો અને તેઓ વચ્ચેનો પરસ્પર સંબંધ.

૨૩. સંસારસુધારો, રાજકીય સુધારો, ઔદ્યોગિક સુધારો, નૈતિક સુધારો, ધાર્મિક સુધારો, આવા જુદા જુદા પ્રકારના સુધારા સુધારાનાં અંગો છે. આપણી ભારત ભૂમિમાં કઈ જાતનો સુધારો પ્રથમ થવો જોઈએ

અને કઈ જાતનો પછી થવો જોઈએ એ સંબંધી અવર નવર ભારે ચકચાર ચાલતી. કેટલાક પક્ષવાદીઓ સંસાર સુધારાનેજ અગ્રપદ આપતા. કેટલાક જનો ઔદ્યોગિક કેળવણી આપવાથી દેશની આર્થિક સ્થિતિ સુધરશે ત્યારેજ દેશ બીજી જાતના સુધારા કરી શકશે એમ માનતા. ઘણાક ધાર્મિક સુધારાને પ્રથમ સ્થાન આપવાની તરફેણુ કરતા, ત્યારે અન્યો આપણાપર પારકી પ્રજા રાજ્ય કરે છે માટે જ્યાંસુધી આપણને વ્યાજબી રાજકીય હકો મળે નહિ ત્યાંસુધી આપણી ઉન્નતિ સારૂ કરેલી બધી કોશેષો વ્યર્થ જશે એમ માનતા. આવી રીતે દરેક જાતના સુધારાના અનુયાયિઓ પોતાનાજ પક્ષને આગેવાન કરી સામા પક્ષની દલીલ વખોડતા હતા. હાલ આ ટંટાનો અંત આવેલો માલમ પડે છે. હવે કેટલાક અપવાદ વિના બધા જાણીતા સુધારકો બધી જાતના સુધારાની દેશની આવશ્યકતા છે એમ માને છે. જેમ શરીરના બધા ભાગોની ખીલવણી સાથે લાગીજ કરવી પડે છે તેમ દેશોન્નતિને માટે બધી જાતના સુધારા કરવા તરફ દેશભક્તોએ ધ્યાન આપવું જરુરનું છે એ મત હાલ સર્વત્ર સ્વીકારવામાં આવ્યો છે. આમ કરવાથીજ સમાનતા જળવાઈ દેશોન્નતિની કોઈપણ બાજુ નબળી ન પડતાં આપણી પ્રગતિનો માર્ગ સુગમ થશે. આવા વિચારને અનુસરીનેજ નાતાલના તહેવારોમાં બધી જાતની દેશોન્નતિની હિલચાલોની પરિષદો, કૉન્ગ્રેસો, અને કૉન્ફરન્સો ભરાય છે. આ નિયમ સ્વીકારીનેજ આપણે આપણું કર્ત્તવ્ય બજાવવું જોઇએ. પરંતુ વાસ્તવિક રીતે આપણે

યાદ રાખવું જોઉએ કે આપણે પર પ્રજાના રાજ્ય તળે છીએ અને જયાં લગી આપણે આપણા અયોગ્ય સાંસારિક ભેદભાવ વગેરે કાઢી નાંખી દરેક વ્યક્તિને તેનું વ્યક્તિત્વ ખીલવવા તક આપીશું નહિ ત્યાંસુધી આપણી સાંસારિક સ્થિતિ હમેશને વાસ્તે નીચી પંક્તિમાં રહેશે. આનું પરિણામ એ આવશે કે નામદાર સરકાર એક વખતે આપણને ઉંચા રાજકીય હકો આપશે તો પણ તે હકોનો સદુપયોગ આપણે કરી શકીશું નહિ. માટેજ આપણે સર્વે સંસાર સુધારાપર પૂર્ણ લક્ષ આપી સવેળા એજ ચેતીશું તોજ આપણે ફાવીશું એ નક્કી સમજવું. આપણી સાંસારિક સ્થિતિ જો ઉત્તમ હશે તો આપણાં નાનાં બાળકોના ઉછેરમાં તે ઘણીજ મદદ કર્તા થઈ પડશે. સમાજશાસ્ત્રના નિયમ પ્રમાણે એક બાળકની સર્વોત્તમ કેળવણી તે બાળકને જે પ્રજાજનમાં સારી સંસ્થાઓ હોય તે પ્રજાની વચમાંજ તેને ઉછેરવાથી મળી શકે છે. ઉગતી પ્રજાને કેળવણી આપવાની શક્તિ તે પ્રજાના જ્ઞાન અને સદ્ગુણો પર જ આધાર રાખે છે. જ્ઞાતિની સ્થિતિ સૂધાર્યા વિના જ્ઞાતિનાં બાળકો સુધારવાં અશક્ય છે; જન્મથીજ બાળક ચોક્કસ વૃત્તિઓ લઈ પૃથ્વીમાં અવતરે છે, અને તેના બાળપણમાં ચોક્કસ વય લગી તેની આસપાસના જેવા સંયોગો હોય છે તેવાં માણસો ભવિષ્યમાં નીવડે છે.

નામદાર રાનાડે આ સંબંધી નીચે મુજબ કહે છેઃ—

" તમે રાજદ્વારી હકોની બાબતમાં હલકો દરજ્જો ભોગવતા હોતો તમારી સામાજીક વ્યવસ્થા સારી હોઈ શકે નહી તેમજ તમારી સામાજીક વ્યવસ્થા ન્યાય અને

વિચાર પૂર્વક રચાયલી ન હોય તો તમે સામાન્ય અને વિશેષ રાજદ્વારી હકો ભોગવવાને લાયક બની શકો નહીં. તમારી સામાજીક રચના અપૂર્ણ હોય ત્યારે તમારી આર્થિક વ્યવસ્થા સારી હોઈ શકે નહીં. જો તમારા ધાર્મિક જીવનનાં આદર્શો હલકા અને નિકૃષ્ટ વીકારના હોય તો તમે સામાજીક, આર્થિક અથવા રાજદ્વારી બાબતોમાં ફતેહમંદ થઈ શકો નહીં."

આટલું કહી સંસાર સુધારાના પ્રશ્નો એક બીજા જોડે કેટલા ગંઠાઈ ગયા છે તે જોતાં આપણને એમ માલમ પડે છે કે સંસાર સુધારાના કાર્યમાં પણ એક જ જાતના સંસાર સુધારાને વળગી રહીને સુધરીશું તો આપણી સમાજ સુધરી શકશે એ માન્યતા ભૂલ ભરેલી છે. આપણા શરીરમાં ચોક્કસ ભાગ સડી જાય છે ત્યારે તેની અસર આખા શરીર પર થઇ શરીરનું લોહી બગડી માણસ અંતે મરણ પામે છે. ઘણી વખત લોહી એટલું બગડી જાય છે કે સૌથી ઉંચા પાવરની રસી મૂકવાથી પણ માણસ બચી શકતો નથી. સંસાર સુધારાના આખા ક્ષેત્રમાં એક પણ સુધારાને એટલો બધો ખુણે નાંખવો ન જોઇએ કે જેથી કરીને તે આપણી સમગ્ર સાંસારિક સ્થિતિની અવનતિ કરનાર નીવડે. આપણા સંસારમાં હજી સુધી The oppressed classes of our people ( આપણી પ્રજાના પીડિત વર્ગો ) જેમાં હું આપણો સ્ત્રીવર્ગ અને કારીગર વર્ગોને ગણું છું તેમની સ્થિતિ મૃત શરીર જેવીજ આપણે—અત્યાર લગી કરી નાંખી છે. હાલમાં કેટલાક શુભ પ્રયત્નો આ સ્થિતિ બદલવા સારૂ અમલમાં મૂકાતાં જોઇએ છીએ

એ આશાજનક ચિન્હ છે. બાળલગ્નની દુષ્ટ સાંસારિક રૂઢિનોજ દાખલો લ્યો. આ રૂઢિથી આપણી સ્ત્રીઓ પર વૈધવ્યનું મોટું સંકટ જલદી આવી પડે છે. આજ રિવાજથી આપણી શારીરિક તથા માનસિક શક્તિઓ જુવાનીમાંજ નષ્ટ થાય છે. છોકરાઓને અને તેમાં મુખ્યત્વે કરીને છોકરીઓને ઘણી અપૂર્ણ કેળવણી મળે છે. અત્યાર લગી પરદેશ ગમનની છુટ ન આપવાથી આપણા દેશના વ્યાપારને મોટો ધોકકો પુગ્યો છે અને આપણા યુવકો દેશકાળને અનુસરી ઉચ્ચ ઔદ્યોગિક જ્ઞાન મેળવવાથી બેનસીબ રહ્યા છે. લગ્ન પણ ચોક્કસ વાડામાં કરવાનાં હોવાથીજ છોકરા અથવા છોકરીની અછત હોવાને લીધે બાળલગ્ન કરવાની માબાપને ફરજ પડે છે અને ઘણીક વખતે આવાં લગ્નને પરિણામે કજોડ ઉભાં થાય છે. લગ્ન મરણ પ્રસંગે મોટાં ખર્ચ કરવાથી કુટુંબો પાયમાલ થાય છે અને એવાં કુટુંબોની ભવિષ્યની પ્રજા કેળવણી લેવાથી બેનસીબ રહે છે. આ મુજબ એક ખરાબ રીવાજ બીજા ઘણા ખરાબ રીવાજ ઉત્પન્ન કરે છે માટે જેમ જૂદા જૂદા પ્રકારના સૂધારા સંબંધી આપણે સાથે સાથે તમામ જાતના સુધારા કરવાનો માર્ગ પસંદ કર્યો છે તેજ મુજબ આપણા સંસાર સુધારાના પ્રશ્નોમાં પણ તેજ રીતથી કામ લઈશું તો આપણી સાંસારિક ઉન્નતિ પરિપૂર્ણ થશે.

અત્રે જણાવેલા સિદ્ધાન્તોને અનુસરીને જ રાજા રામમોહનરાયે ધાર્મિક, રાજકીય, અને સાંસારિક ઉન્નતિ સારૂ, નામદાર કાશીનાથ ત્ર્યંબક તેલંગે સાંસારિક, ધાર્મિક તેમજ રાજદ્વારી પ્રગતિ સારૂ તથા નામદાર

સનાડેએ ધાર્મિક, સાંસારિક, આર્થિક તથા રાજકીય સુધારા સારુ ઘણી મહેનત લઈ પ્રજાની ઉન્નતિ કરવામાં મોટી સહાનુભૂતિ આપી હતી.

## સંસાર સુધારો અને ઉચ્ચ ભાવનાઓ.

૨૪. ઉચ્ચ ભાવનાઓ હર હંમેશ પોતાની નજર સમક્ષ રાખી મનુષ્ય માત્ર પોતાની જીંદગી તે ભાવના સફળ કરવા પ્રયાસો કરે છે. દરેક માણસની જીંદગીનો જો ખરો ચિતાર આપણી આગળ રજુ કરવામાં આવે તો તે માણસનાં સર્વ કર્તવ્યો વચ્ચે આપણને એક મહાન ભાવનાનો દોરો હાથ લાગશે. આવી જ સ્થિતિ પ્રજાના જીવનમાં પણ માલમ પડે છે. પ્રજાની ઉચ્ચ અભિલાષાઓ અને ભાવનાઓ સંસાર સુધારકોએ શોધી કાઢવી જોઇએ. આ ભાવનાઓ તો જેમ અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રી એડિસને વીજળી સંબંધી અનેક શોધો કરી વીજળીની અલૌકિક શક્તિને પોતાની દાસી બનાવી દીધી છે તેજ મુજબ પ્રજાની ભાવનાઓનો અભ્યાસ કરી તે ભાવનાઓને સંસાર સુધારકોએ પોતાના જન-સમાજના લાભમાં વાપરવી જોઇએ. સમાજશાસ્ત્રના એક પ્રોફેસરે વ્યાજબી કહ્યું છે કે ‘ મનુષ્યોની ઇચ્છાઓ અને અભિલાષાઓમાં અંતર્ભૂત રહેલી સામાજીક શક્તિ-ઓનો અભ્યાસ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી જેટલી કાળજીથી વિદ્યુતનો અભ્યાસ કરે છે તેટલી કાળજીથી થવો જોઇએ; અને વિધાયક પ્રવૃત્તિ માટે આ શક્તિઓ સમાજે કેવી રીતે વાપરવી તે સામાજીક એડીસનોએ બતાવી આપવું જોઇએ. ’

ઉચ્ચ ભાવનાઓ પ્રગતિને મક્કમપણે વેગ આપે છે. ઉચ્ચ ભાવનાઓનો અમલ ન પણ થાય અને તે ફળીભૂત કરવામાં ઘણાં વિઘ્નો પણ નડે છતાં એ ઉચ્ચ ભાવનાઓ આપણી આગળથી દૂર કરવી નહિ. ભાવનાઓ તો માત્ર ભાવનાઓ જ રહેશે. અને જેમ જેમ આપણે પ્રગતિના માર્ગમાં આગળ વધીશું તેમ તેમ આપણી ભાવનાઓ દૂર ને દૂર જશે. છતાં એ તે ભાવનાઓની મદદથી જ આપણે આગળ વધી શકીએ છીએ એમ નક્કી માનવું. ફ્રાન્સમાં જ્યારે મોટો બળવો થયો ત્યારે ચોક્કસ ભાવનાઓ જ ફ્રેંચ ફિલસૂફોએ પ્રજા આગળ રજુ કરી પ્રજા મતને ચોકકસ વળણ આપ્યું હતું. મોતીના ચોક પુરી ભવિષ્યના સ્વપ્નાં બાંધવાં એ રીત સારી છે. સ્વપ્નાં બાંધવાં એ ઉત્તમ શકિત છે. ઉજ્જવળ ભવિષ્યની આશા રાખી કામ કર્યા જવું એ સરસ પદ્ધતિ છે. ભવિષ્ય સુધરશે એમ આશાના માર્ગમાં સફર કર્યાથી જ આપણેને હિમ્મત આવે છે, આપણો બોજો કમી થાય છે અને આપણો માર્ગ સુગમ થાય છે. આ શક્તિનો દુરૂપયોગ કરવો એ ખોટું છે. સ્વપ્નાં કરવાં ને તે જીવનમાં પ્રત્યક્ષ કામમાં આવે તે માટે મહેનત લેવી એ જરૂરનું છે. આવા સ્વપ્નાં કરવાં તેને અંગ્રેજીમાં ' પ્રેકટીકલ ડ્રીમીંગ' અથવાં વ્યાવહારિક રીતે સ્વપ્નાં કરવાં કહે છે. અને તેવાંજ સ્વપ્નાં આપણને મદદ કર્તા થઈ પડે છે. પ્રજાને તેની ઉન્નતિના માર્ગ તરફ વાળવા દેશનાં આગેવાન સ્ત્રી–પુરૂષો, પ્રજાના ભવિષ્યનું ઉત્તમ ચરિત્ર રજુ કરી કામલે એ ખાસ આવશ્યક છે. આ સિદ્ધાન્ત સદ્દગત રાનાડેએ ઘણી સરસ રીતે પાળ્યો છે. હાલના સુધારકોનો મોટો

ભાગ આ સિદ્ધાન્ત ભૂલી જાય છે. રાનાડેના હિંદુ જ્ઞાતિની ઉન્નતિ સારૂ બોલાયલા યાદગાર બોલો કયો હિંદુ ભૂલી જશે ?

દરેક દેશભકતે રાનાડેના નીચે લખેલા બોલો પોતાના હૃદય પર કોરી રાખવા જોઇએઃ—

'આપણી આ ભૂમિ ખરેખર વાગ્દત્ત ભૂમિ છે. આપણી આ જાતિ પસંદગી પામેલી જાતિ છે.'

મહાસાગરમાં વહાણવટીઓને દીવાદાંડી માર્ગદર્શક થાય છે તેવીજ રીતે દરેક સંસાર સુધારકને આ ઉચ્ચ ભાવના પ્રજાની પ્રગતિ માટે માર્ગદર્શક સૂત્ર છે. આ સારૂજ ઉચ્ચ ભાવનાઓ પ્રજા આગળ રજુ કરો અને તે ભાવનાઓને અનુસરીનેજ પ્રજા પોતાનો માર્ગ પકડશે.

## ચોક્કસ ઉચ્ચ ભાવનાઓ.

સ્વતંત્રતાની, લોકોમાં જ્ઞાનનો વધતો પ્રચાર કરવાની, ઉદ્યોગ હુન્નરને ઉચ્ચ સ્થાન આપવાની, અને આધ્યાત્મિક પ્રેરણા લોકો સમક્ષ સતેજ રાખવાની એ ચાર પ્રકારની ઉચ્ચ ભાવના લોકો આગળ હર હંમેશ રજુ થવી જોઇએ.

**સ્વતંત્રતા**:—ઘણાં મનુષ્યો એમ માને છે કે જેમ ઘણાં ઝાડપાન એમની મેળે ઉગે છે તેમજ માણસ પોતાની બુદ્ધિ વિના પણ પોતાનું કાર્ય કરી શકે. જમીન, આબો હવા, મનુષ્ય જાતિ ઉપર થોડી ઘણી અસર કરી શકે છે. પણ મનુષ્ય માત્ર આવા સંયોગોને તાબેદાર નથી. માણસની વિચારશક્તિ સંચાની માફકજ કાર્ય કરે છે અને સર્વ નસીબમાં લખ્યા મુજબ થાય છે એ

નિયમ જો સ્વીકારવામાં આવે—અને મોટે ભાગે હિંદમાં સ્વીકારવામાં આવે છે—તો સામાજીક ઉન્નતિનાં મૂળજ સૂકાઇ જશે. ચાલતી આવેલી સામાજીક સ્થિતિ હરહમેશ ટકી રહે તે સારૂ જો સમાજ વ્યક્તિઓ ઉપર અયોગ્ય બંધનો મુકે તો સમાજ શાસ્ત્ર જણાવે છે કે એક વખત એવો આવશે કે આપણો આખો સમાજ ઉંધો વળશે. જો ચાલુ સ્થિતિ જાળવવાની પદ્ધતિ હર હંમેશ વાસ્તે તે અખ્ત્યાર કરે તો તો બળવાની પદ્ધતિજ જરૂરની છે. નહિ તો તે પદ્ધતિ અયોગ્ય સ્થાનેજ ગણાશે. સ્વતંત્રતા અને સામાજીક પ્રગતિની વચ્ચે કેવો ગાઢ સંબંધ છે તે હાલની દુનિયાની ઔદ્યોગિક, વૈજ્ઞાનિક વગેરે જૂદા જૂદા પ્રકારની ઉન્નતિ તરફ નજર કરતાં આપણને સહેજમાં માલમ પડે છે. કાયદો બાંધીને પ્રજાનું સ્વતંત્ર પણું લઇ લેવું એ રુઢિ પણ સામાજિક ઉન્નતિને હાનિકારક છે. સ્વતંત્રતા વાસ્તે લાખો લોકોએ વિચાર કર્યો છે, લઢયા છે અને પ્રાણ પણ ખોયા છે. હર્બર્ટ સ્પેન્સરનાં પુસ્તકોના અભ્યાસીની ખાત્રી થશે કે જે પ્રજા ઉપર આગેવાનો તરફથી થોડામાં થોડાં બંધન મૂકવામાં આવે છે તેજ પ્રજા સુધારા વધારામાં ઘણી ફાવી ગયેલી માલમ પડે છે.

**લોકોમાં જ્ઞાનનો વધતો પ્રચાર**—લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરવો જરૂરનું છે. ચઢતી કેળવણી લઈ લોકો સાધારણ જનસમાજમાં ઉચ્ચ વિચારો ફેલાવે છે તેના પરિણામે સાધારણ પ્રજાજન તેનો સદુપયોગ કરી દેશની આબાદીમાં વધારો કરે છે. આ ઉપરાંત જેમણે ઉચ્ચ કેળવણી નથી લીધી હોતી તેઓ પણ તેમની વિચાર શક્તિનો સદુપયોગ કરી દેશને લાભકર્તા થઈ પડે છે.

જેમ જેમ લોકોની વિચારશકિત કેળવાતી જશે તેમ તેમ લોકોમાં દિવ્ય સંતોષ ફેલાશે, જૂદા જૂદા પ્રકારની સૂચનાઓથી તેમનાં મગજ ભરપૂર રહેશે, અને મોટા ફેરફારો કરવાની તરફેણમાં તેઓ થશે. આ માટે પ્રજાને બુદ્ધિ ખીલવવા યોગ્ય વાચનનું સાધન પુરૂં પાડો, તેમને જૂદા જૂદા પ્રકારની ખબરો એકઠી કરવા દો, તેમનાં મગજ કેળવો, તેમને દરેક બનાવનું અંતર તપાસવા દો, તેમને તેમની અવલોકન શકિત વાપરવાની તક આપો અને તેમની વિચારશકિત ખીલવવા દો.

**ઉદ્યોગનું ઉચ્ચ સ્થાન**—એક સમય એવો હતો કે ઉદ્યોગ હુન્નરી માણસોનો તિરસ્કાર કરવામાં આવતો હતો. આવી સ્થિતિ પશ્ચિમ દેશોમાં ઓગણીસમી સદીના છેવટના ભાગમાં બદલાઈ ગઇ અને મજુર તથા કારીગર વર્ગને સમાજમાં ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું. પશ્ચિમના દેશોમાં સાંસારિક સુધારા વધારા થયા છે તે આવી સૂધરેલી સ્થિતિને જ આભારી છે. આને લીધે જ કાયદામાં સર્વ મનુષ્યોને સરખા ગણવામાં આવ્યા છે. કારણ કે દેશને બધા પ્રકારના માણસોનો ખપ છે. પરમેશ્વરે દરેક મનુષ્યને જન્મથીજ જીવવાનો, સ્વતંત્રતાનો અને સુખ પ્રાપ્ત કરવાનો હક બક્ષ્યો છે. હિંદમાં હાલ આપણે પોતાને ઉંચા ગણીને આપણે આપણા અન્ય બંધુઓના વ્યાજબી હકો છીનવી લીધા છે. જો આપણે આપણી પ્રગતિની ઇચ્છા રાખતા હોઇએ તો આપણામાં ભ્રાતૃભાવ ખીલવી બધાને પોતાની ઉન્નતિ કરવાની સરખી તક આપવી જોઇએ. આપણે યાદ રાખવું જોઈએ કે મોટા માણસો અમુક વર્ગમાંથી જ અથવા અમુક

જાતિમાંથી જ જન્મતા નથી. પાદરીઓનો પ્રખ્યાત કવિ જેરેમી ટેલર પ્રથમ હજામ હતો. મહાન શેક્સપીયરનો બાપ ખાટકી હતો. વ્યાસમુનિ માછણના પુત્ર હતા. પરાશર મુનિ ચાંડાલીનીના અને મહાન ૠષિ વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા. આપણા સ્મૃતિકારોએ સઘળા યાંત્રિક હુન્નરો, વેપાર અને ઉદ્યોગને ગણિકા વગેરેના હલકા ધંધાની સાથેજ એક વર્ગમાં મૂક્યા છે. હુન્નર ઉદ્યોગ, વેપાર અને તેની સાથે ખેતીવાડી એ દરેક જાતની આબાદાનીનાં સાધન છે. ઈંગ્લંડ, અમેરિકા, જર્મની અને જાપાન હુન્નર ઉદ્યોગના ક્ષેત્રમાં ફાવી ગયાં છે. માટેજ સ્વામી વિવેકાનંદ આપણને ખાસ સલાહ આપે છે કે જેમના પ્રતાપે આપણે સુખી છીએ તેમને ધિક્કારવા નહિ પણ તેમને કેળવણી આપવી. કેળવણી લીધાથી મનુષ્યો પોતપોતાનો ધંધો વધારે સારી રિતે કરવા માંડશે. દરેક પ્રકારનું કામ જો સ્વાર્થબુદ્ધિ વગર દેશના ભલા ખાતર કરવામાં આવ્યું હોય છે તો તે કામ ઉત્તમ પ્રકારની પંકિતમાં ગણાવું જોઇએ. આપણે આપણા હિંદુ મજુર તથા કારીગર વર્ગના ભાઈઓ તરફ ખરાબ રીતે વર્તવું જોઇએ નહિ. તેઓ સર્વને આપણા પ્રાચીન ધર્મનાં મૂળતત્વો મળે એવી જરૂર છે. તથા તેઓ પોતાનો ધંધો ઉત્તમ રીતે કરી શકે અને જરૂર જેટલી ફુરસદ તેમને મળે તેવા સંયોગોમાં તેમને મૂકવા એ આવશ્યક છે આ રિતે વર્ત્યાથી દેશ આબાદ થશે, સુધરેલા દેશમાં જે કફોડી સ્થિતિ હાલ પેદા થઈ છે તે આપણા દેશમાં થશે નહિ અને આપણા લાખો લોકો પરધર્મમાં જતા અટકશે.

**આધ્યાત્મિક પ્રેરણા**—આ સંબંધી હિંદુ લોકોને ખાસ ભાર મૂકીને કંઇ કહેવાની જરૂર નથી. પણ જે સ્થિતિમાં હાલ હિન્દુ પ્રજા આવી પડી છે તે જોતાં કાંઇ બોલવું આવશ્યક છે. મીસીસ બિસાંટ આ સંબંધી લખે છે કે:—

"જે દિવસોમાં હિન્દુસ્તાન પ્રબલમાં પ્રબલ હતું, એના રાજયસનો સુસ્થિર હતાં, એના લોકો બુદ્ધિમાં પ્રથમ સ્થાને હતા, એનીં બનાવટ,એના હુન્નરો, એની કારીગરીઓ, એના ઉદ્યોગો અને એનો વેપાર સર્વોત્તમ આબાદીમાં હતાં, એના ખલાસીઓ દૂર દેશમાં પ્રસિદ્ધ હતા અને હિંદુસ્તાનની કારીગીરીની ચીજો પૃથ્વીને છાઇ રહી હતી એ દિવસો કયા? એજ દિવસો કે જયારે દ્રવ્ય કરતાં ધર્મ વધારે વહાલો હતો, રાજા કરતાં જ્ઞાની મ્હોટો ગણાતો, રાજાઓ ઋષિઓને ગુરુ કરીને નમતા અને જેમ ઇશ્વર સર્વ લોકનો નિયન્તા છે, તેમ ઇશ્વરના અંશ ભૂત–દેવાંશ–રાજાઓ પૃથ્વી લોકના નિયન્તા છે એવી સમજણુ ઉપર રાજયાધિકાર સ્થાપાએલો હતો."

ધર્મને પ્રજાની ઉન્નતિ અને સુખનું મોટામાં મોટું સાધન ગણવામાં આવ્યું છે. પ્રસિદ્ધ જર્મન ફિલસુફ ગીથે કહે છે કે જયારે જયારે પ્રજાની ધાર્મિક ભાવનાઓ ઉચ્ચ હોય છે ત્યારે ત્યારે પ્રજા ઘણી આબાદાની તથા મોટું માન પ્રાપ્ત કરે છે. કવિ, વિજ્ઞાનશાસ્ત્રી, શિલ્પશાસ્ત્રી, વગેરે સર્વે હુન્નરી પુરૂષોને ધાર્મિક ભાવનાથી અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે માટે આવી પ્રેરણા આપણી પ્રજામાં થાય તે સારૂ દેશભકતોની ફરજો સ્પષ્ટ છે.

## ગુજરાત અને સંસાર સુધારો.

૨૫. ગુજરાત બધી વાતોમાં મોળી છે એ વાત આપણે કવિ નર્મદાશંકરનાં લખાણો પરથી જોયું છે. હાલ ઇતિહાસના પ્રોફેસર રા. બળવંતરાય ઠાકોર આ મતને અનુમોદન આપે છે. રા. ઠાકોરના લેખનું ખંડન કરવાનો અને ગુજરાતીઓને ઉત્તેજન આપવાની શુભ કોશેષ થઈ છે પણ વાસ્તવિક રીતે આપણા હિતૈષીઓ તો તેજ છે કે જે આપણને આપણી ભૂલો બતાવે છે. જે આપણાં ખાલી વખાણ જ કરે છે તેઓ આપણા ખરા હિતૈષી નથી.

રા. રણજીતરામ વાવાભાઈએ ગયા વર્ષના ફેબ્રુઆરી અને માર્ચ માસના સમાલોચકના અંકોમાં 'ગુજરાતની એકતા' વિશે એક લેખ લખ્યો છે, તે લેખ દરેક ગુજરાતી બંધુને વાંચવા યોગ્ય છે. આ લેખમાંથી કેટલાક છૂટાં છવાયાં વાક્યોજ તમારી સમક્ષ હાલ તરત રજુ કરીશ.

" ગુજરાતમાં સામાજીક એકતા નથી. કહેવાય છે કે ગુજરાતના જેટલી ન્યાતો ક્યાંય નથી. ભારત વર્ષના ઉત્કર્ષ માટે ગુજરાતમાં આરોગ્ય અને કૌવત આણવાનું છે. ગુજરાતમાં રોગ હોય તે દૂર કરવાના છે.

" બીજા પ્રાંતોની સાથે આપણે મોભાથી સામેલ થઈ ભારતવર્ષનો ઉત્કર્ષ સાધવો હોય તો ગુજરાત માટેની લાગણી પોષવાની ઘણીજ અગત્ય છે......અમે ગુજરાતીઓ છીએ એવી જ્વલંત લાગણી પ્રદીપ્ત થવી જોઇએ.

" નાતો દેશનું અંગ છે અને દેશની ઉન્નતિ માટે તેમની ઉન્નતિ છે...આપણા રાષ્ટ્ર જીવનનો સૌથી મહત્વનો પ્રશ્ન આપણી સ્ત્રીઓની કેળવણીનો છે. ગુજરાત એની પાછળ જેટલું ધન ખરચી શકે તેટલું થોડું છે, જેટલો પરિશ્રમ લઈ શકે તેટલો થોડો છે. નાતો હજુ આ દિશામાં બીલકુલ ગતિ નથી કરતી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પોતાની સંતતિના આચાર વિચાર ઘડવાની, રાષ્ટ્રજીવનની ખીલવણી કરવાની, એમાં આવતા દોષનું નિવારણ કરવાની અથવા એની ઉન્નત ભાવનાઓની પ્રેરણા કરવાની શક્તિ સ્ત્રીઓ કેળવણીથીજ મેળવી શકશે......ગુજરાતી સ્ત્રીઓ સુશિક્ષિત થશે તો ગુજરાતની એકતા અને ગૌરવ જોત જોતામાં વધશે.

" આપણે ઉદ્યોગ વેપાર માત્ર આપણા ( એટલે વ્યક્તિઓના ) લાભને માટે કરીએ છીએ. સમસ્ત દેશના હિતની ખાતર, આપણાં દેશનાં સુખ, કીર્તિ, ગૌરવ વધારવા ખાતર, આપણા દેશનું પરાવલંબન કમી કરવા ખાતર, એથી પ્રાપ્ત થતી લક્ષ્મીથી દેશના ઉદય માટે નવી નવી જાતનાં સુખ, સગવડ, વૈભવનાં સાધનો યોજવા ખાતર, એથી લક્ષ્મીથી પ્રાપ્ત થતી સત્તા પ્રગતિ અર્થે વાપરવા ખાતર, એ લક્ષ્મીથી વિદ્વત્તા પોષવા ખાતર, એ લક્ષ્મીથી નવા નવા ઉદ્યોગો અને વેપારો ખેડવાખાતર, આપણી જોઈએ તેવા પ્રમાણમાં પ્રવૃત્તિ નથી.

" ગોખલેના મૃત્યુ વખતે આખા હિન્દે પોતાની એકતા અનુભવી હતી. સર રવીન્દ્રનાથ ઠાકુરને નોબલ

પારિતોષક મળ્યું ત્યારે સમગ્ર હિન્દે ગર્વાનંદથી એકતા અનુભવી હતી. ટીળકપર ઉતરેલા અધિકારી કોપ પ્રસંગે પણ એવું જ થએલું. પણ આવી રીતે ગુજરાતીઓ એકતા સાધે અથવા ગુજરાતને અનુભવાવે એવા ગુજરાતમાં આગેવાન નથી."

## જ્ઞાતિ અને સંસાર સુધારો.

૨૬. જ્ઞાતિના ઇતિહાસનો ખુલ્લા મનથી અભ્યાસ કરનારને આગલું જ્ઞાતિનું સ્વરૂપ કેટલું ઇષ્ટ હતું અને હાલનું તેનું સ્વરુપ કેટલું હાનિકારક છે તે તરત સમજાશે. આટલાજ સારૂ રા. પ્રો. આનંદશંકરભાઇ હાલની જ્ઞાતિને 'દુર્ગંધમય મૃત શરીર'ની બરાબર ગણે છે. પ્રો. આનંદશંકરભાઈની આ ઉપમાંમાં કેટલું સત્ય છે તે નીચેની બીનાપરથી માલમ પડશે. જૂદી જૂદી જ્ઞાતિઓની સ્થિતિ જ્ઞાતિમંડળ પરિષદ્ આગળ રજુ કરવા રા. કેશવપ્રસાદ દેસાઈએ એક પ્રશ્નપત્રક તૈયાર કરીને સર્વ જ્ઞાતિ મંડળો પર અને જ્યાં તે ન હોય ત્યાં જ્ઞાતિના આગેવાનો પર એ પત્ર મોકલી આપ્યો હતો. લગભગ ૧૫૦) પત્ર મોકલવામાં આવ્યા, તેમાંથી ફકત ૨૭) જ જવાબ મળ્યા. આટલાજ જવાબ મળ્યા એજ ઉપર જણાવેલી ઉપમા સત્ય છે તે બતાવી આપે છે. વધારે પ્રમાણ જોઇતું હોય તો આ સત્તાવીસ પત્રોમાંથી થોડી વિગત વાંચી તમારે ખાત્રી કરી લેવી.

**તપોધન બ્રાહ્મણ:**—'ફરજ્યાત જમણ વાર ઘણાં છે તેથી ન્યાત પાયમાલ થાય છે. × × એકપર બીજી કરવાનો રિવાજ સામાન્ય છે. રોવા કુટવાનો રિવાજ ભયંકર છે.'

**બ્રહ્મ ક્ષત્રિયઃ**—'વરવિક્રય ઘણાજ પ્રમાણમાં છે.'

**મનુપાંચાળ બ્રાહ્મણઃ**—' બહુ પત્નીનો રિવાજ સામાન્ય છે.'

**વીસા મોઢ અડાળજા વણિકઃ**—' શેઠીઆઓ પાસે ન્યાય મેળવવામાં પક્ષ તથા પૈસો ફાવી જાય છે.'

**કડવા પાટીદારઃ**—' બાળલગ્નમાં ૪૦ દિવસનાં છોકરાં પરણાવાય છે. બહુ પત્નીનો રિવાજ છે. અગ્યારી અગ્યારી એકવીસુંસો બોલી ગોર લગ્ન ક્રિયા કરાવતો જોયેલો છે.'

**વડનગરના લેઉવા પાટીદારઃ**—' બાળલગ્નમાં ૪ થી ૭ માસની પણ છોકરી પરણે છે.

**મોઢ ચાંપાનેરી વાણીઆઃ**—' બહુ પત્નિનો રિવાજ છે.'

આપણે આગળ જ્ઞાતિ મારફત સુધારા કરાવવાની પદ્ધતિ વખાણી છે. પણ જ્ઞાતિઓ જ્યારે સુધારા પક્ષના વ્યાજબી મતને ટેકો આપશે ત્યારેજ તેઓ આ વખાણને પાત્ર નીવડશે. હાલ જ્ઞાતિઓ જે પોતાનું કર્ત્તવ્ય હોય છે તે કરતી જ નથી અને ન કરવાનું કરે છે એ ભારે દિલગિરિ સાથે કબૂલ કરવું પડે છે. એક જ્ઞાતિ હિતચિંતક વ્યાજબી જ કહે છે કેઃ—

"જ્ઞાતિના સાત્વિક ગુણોને ત્યજી દેવામાં આવ્યા છે. અને તેના તાજામાં તાજા દુર્ગુણો હવે વ્યવહારમાં સંપૂર્ણ ઉતર્યા છે."

જ્ઞાતિ જેવી નાની સંસ્થામાં જેટલા સુધારા વધારા કરી શકીએ તેટલા થઈ શકે તેમ છે. જ્યારે જ્યારે બ્રિટિશ સરકાર અથવા દેશી રાજ્યો સમાજના બંધારણમાં

સુધારા દાખલ કરવાની કોશેષ કરે છે ત્યારે આપણે બળવો ઉઠાવીએ છીએ પણ આપણે પોતે આપણી સ્થિતિ સુધારવાને જોઇએ તેવા પ્રયત્નો કરતા નથી. જો વડોદરાની તમામ જ્ઞાતિસંસ્થાઓએ પોતાને સુધારવાનાં પગલાં લીધાં હોત તો નામદાર ગાયકવાડ સરકાર જ્ઞાતિના સ્વરાજ્યમાં મુદ્દલ હાથ ઘાલતેજ નહિ. નામદાર ગાયકવાડનો જ્ઞાતિનો કાયદો પસાર થાય કે નહિ પણ એ કાયદાએ આપણી આંખ ખોલી છે અને આપણને આપણા અંતઃકરણમાં આપણી ખરી સ્થિતિનું ભાન કરાવ્યું છે.

આપણી જ્ઞાતિના સાજનામાં પદ્ધતિસર કાર્ય કરવું જોઈએ. સુધરેલી પ્રજાની રીત પ્રમાણેજ કાર્ય ચલાવવાની રીત અખ્ત્યાર કરી પ્રત્યેક વ્યકિત તરફ માનની લાગણીથી વર્તી દરેકને છૂટથી વર્તવા દઈ ભિન્ન ભિન્ન મતિઓની મદદ લઈ જ્યારે આપણે જ્ઞાતિના સાજનામાં કાર્ય કરીશું ત્યારેજ આપણે જ્ઞાતિ મારફત સુધારા કરી શકીશું. જ્ઞાતિ એ એક જાતની સહાયકારી મંડળી છે. અને તેમાં આપણે ઇચ્છીએ તો ઘણું કરી શકીએ તેમ છે. જે પ્રમાણે સંસાર સુધારાનું કાર્ય સહાયકારી મંડળીઓમાં થઈ શકે છે તેના કરતાં વધારે સારા અને સંગીન સંસાર સુધારાનાં કાર્યો આપણે આપણી જ્ઞાતિ સમાજમાં દાખલ કરી શકીએ તેમાં કાંઈપણ સંદેહ નથી. હાલમાં જ્ઞાતિ બંધનો શિથિલ થતાં જાય છે અને લોકો ઘણે ભાગે મરજી મુજબ વર્તે છે. તેમની સામે જ્ઞાતિના લોક આંખ મીંચામણાં કરે છે. હિંદુ મહાજનની ઉપયોગિ સંસ્થા કેટલેક ઠેકાણેથી તો હંમેશને માટે ગુમ થઈ છે. જ્ઞાતિઓમાં આપણે પ્રજાસત્તાક રાજ્યની ધ્વજા ફરકાવીએ છીએ,

પશ્ચિમનું અનુકરણ કરીએ છીએ; પણ જયાં જોઈએ ત્યાં અને જેવું જોઈએ તેટલું અનુકરણ કરતા નથી. ઉદ્યોગ હુન્નરની કેળવણી આપી શકીએ તેવી સ્થિતિમાં તથા પ્રાથમિક કેળવણી જ્ઞાતિ મારફતે મફત તથા ફરજયાત કરવા ઈચ્છીએ તોપણ કરી શકીએ તેવી સ્થિતિમાં આપણી જ્ઞાતિઓ છે.

મુંબાઈ સમાચારમાં ' હિંદુ ' નામના લેખકની કેટલીક સલાહ જ્ઞાતિઓએ અંગીકાર કરવા જેવી છે. 'ભિન્ન સ્વરૂપમાં એકતા જોઈ શકવી એ સૂત્રને અવલંબી જુદી જુદી કોમોનાં છતાં આપણે એકજ દેશનાં અંગ-અવયવ-છીએ એમ સમજી જો વર્તન કરીએ તો તેથી વ્યકિત, કોમ અને દેશને લાભ છે. જ્ઞાતિને લગતી હિલચાલોમાં દ્રષ્ટિબિંદુ આ મુખ્ય હોવું જોઇએ.

" આપણી પવિત્ર ફરજ છે કે જન્મના ક્ષેત્ર (જ્ઞાતિ) જેવી નાની સંસ્થામાં પોતાનું સર્વ અભિમાન મર્યાદિત કરવું નહિ. પણ જન્મની ભૂમિ ઉપર સ્વાભિમાન વૃત્તિને આખી આર્ય ભૂમિ સુધી વિસ્તાર આપવા માટે સતત પ્રયાસ કરવો તે છે. જ્ઞાતિહિત કરતાં દેશહિત તરફ અભિમાનને વિસ્તારવાથી પ્રગતિ તથા ઉન્નતિના માર્ગો વધારે સરળ થાય છે."

આ સ્થળે જણાવવું જરૂરનું છે કે આપણી જ્ઞાતિઓને આપણી બધી બાબતોમાં દોષ આપવો એ મૂર્ખાઈ છે. જ્ઞાતિઓમાં ઘણા રિવાજ એવા છે કે જે રિવાજો વિરૂદ્ધ વર્તન કર્યાથી જ્ઞાતિ બીલકુલ વચ્ચે પડતી નથી. આવા રિવાજોનો અમલ જ્ઞાતિબંધુઓ કરશે તો પણ આપણે ધીમે ધીમે જ્ઞાતિને સુધારામાં આગળ પાડી

શકીશું જ્ઞાતિઓનો ત્યાગ કરી સુધારા કરવાની રીત અનિષ્ટ છે એમ આપણે ઘણા સુધારકોના મતપરથી જોયું છે. જ્ઞાતિત્યાગ કરવાથી ઐક્ય નષ્ટ થાય છે. એક મનુષ્ય પોતાની પત્ની, બાળકો, તથા કુટુંબ સાથે મળીનેજ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય માત્ર સામાજીક જીવન ગુજારનાર પ્રાણી છે. પોતાની જ્ઞાતિ અથવા કોમ વગર તે સંપૂર્ણ સ્થિતિમાં આવી શકતો નથી. સંસાર સુધારવાનો હેતુ પણ મનુષ્યને સંપૂર્ણ સ્થિતિએ પહોંચડવાનો હોય છે માટે જ્ઞાતિનો ત્યાગ કરી કામ લેવું એ લાભકારક નથી. આ માર્ગ અલૌકિક પુરુષોને વાસ્તેજ હોય છે, સાધારણ પુરુષોએ તો જ્ઞાતિમાં રહીનેજ રા. બ. લાલશંકર ઉમિયાશંકર અને રા. ગોકલદાસ કહાનદાસ પારેખની માફકજ વર્ત્યાથી એકંદરે લાભ છે. જ્ઞાતિનો ત્યાગ કરી સુધારા કરવાની પદ્ધતિ સંબંધી રા. ઉત્તમલાલ ત્રિવેદી નીચે મુજબ લખે છેઃ ‘ દેશસેવા અથવા જનસેવા માટે કુટુંબનો પણ ત્યાગ ધર્મ પ્રાપ્ત થાય ત્યારે અને તોજ જ્ઞાતિનો ત્યાગ કરવો, જ્ઞાતિસેવાથી દૂર રહેવું, તે યોગ્ય ગણાય. પરંતુ આવો ધર્મ અસાધારણ વ્યકિતઓનેજ પ્રાપ્ત થાય છે; એવો પ્રસંગ મનુષ્ય જીવનના સામાન્ય પ્રસંગોમાંનો એક નથી. ’ ‘ જ્ઞાતિપત્ર વાર્ષિક ’ એ વર્ષ થયાં નીકળે છે. જ્ઞાતિપત્રતંત્રી સંમેલન, જ્ઞાતિમંડળ પરિષદ્ આ સર્વ જ્ઞાતિના લાભાર્થે થતા ઉદ્યોગો છે.

ઘણી જ્ઞાતિઓએ પોતેજ પોતામાં સુધારા દાખલ કર્યા છે. કેટલીક જ્ઞાતિઓએ તો ઉદ્દામ સુધારા પક્ષની માફકજ ચોકકસ બાબતોમાં કામ લીધેલું જોવામાં આવે છે. એક

ભાષણમાં રા. મનુભાઈ નંદશંકરે જણાવ્યું હતું કે કાઠીયાવાડના કણબીઓએ રાજ્ય પાસેથી લગ્નપ્રસંગે થતાં મોટાં ખરચો અટકાવવાં તથા છોકરાછોકરીની લગ્નની ઉમર વધારવા વાસ્તે કાયદાનું રક્ષણ માગ્યું હતું. ઓખા મંડળના બ્રાહ્મણોએ પણ કન્યાવિક્રય સારૂ રાજ્યની મદદ માંગી હતી. ઈ. સ. ૧૯૦૪ માં જણાવેલી આ સ્થિતિ ઉપરથી માનવાને કારણ મળે છે કે હિંદુ જ્ઞાતિનો બધો સમૂહ સુધારાની તદ્દન વિરૂદ્ધ નથી; પરંતુ વખત આવ્યે સુધારાપક્ષને મજબુતીથી ટેકો આપે છે.

જ્ઞાતિજનોની ફરજ છે કે તેઓએ નામદાર ગાયકવાડ અને બીજા સમાજના આગેવાનો હાલની જ્ઞાતિસંસ્થા ઉપર જે તહોમતો મૂકે છે તેનો શાંત ચિત્તે તપાસ કરી તેમાંથી જે ઇષ્ટ હોય તે ગ્રહણ કરી પોતાની જ્ઞાતિ સુધારવા પ્રયત્નો કરવાં. સુધારકો જેઓ આપણાજ બન્ધુઓ છે અને આપણીજ ઉન્નતિ ઇચ્છે છે તેઓ રાજી થશે, નામદાર ગાયકવાડ સરકાર ખુશીથી આપણી જ્ઞાતિના રાજ્યની અંદર વચ્ચે પડવાની રુઢિ નાપસંદ કરશે, અને મોડે વ્હેલે પણ આપણે રાજ્યકાર્યભારમાં પણ સારી રીતે ભાગ લેવા શક્તિવાન થઈશું.

જ્ઞાતિ જેવી નાની સંસ્થા સુવ્યવસ્થિત રીતે આપણે ન ચલાવી શકીએ તો સ્વરાજ્ય મળે આખું રાજ્યતંત્ર કેમ ચલાવી શકીશું ?

જ્ઞાતિનાં બંધનોને ખોટી રીતે વગોવવાની રીત પ્રચલિત છે તે સુધારા વધારાને હાનિકર્તા છે એમ મારૂં માનવું છે. જ્ઞાતિના સારાં અને નરસાં બંધનો અગવડ કર્તા છે, અને આપણને તદ્દન સ્વતંત્રતા જોઇએ

એ નિયમથી જ્ઞાતિનો ત્યાગ કરવો એ ઇષ્ટ નથી. આવી જાતની પદ્ધતિ ઉદ્ધતજ ગણાશે.

બંગાલામાં બ્રમ્હો સામાન્ય જનસમૂહમાંથી છુટા પડયા છે તેઓ સુધારા વધારામાં મોખરે છે. પણ તેમની જનસમૂહપરની અસર નહિ જેવીજ છે.

## વ્યકિત અને સંસાર સુધારો.

૨૭. સમાજને કેવાં સ્ત્રી પુરુષની જરૂર છે તે વિશે થોડું બોલીશ. દરેક સ્ત્રી પુરુષનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલે એ સમાજની ઉન્નતિ ઇચ્છનારાઓનો હેતુ હોવો જોઇએ. વ્યકિતત્વનો ખરો અર્થ સમજવો જરૂરનો છે. જે માણસે પોતાનું વ્યકિતત્વ ખીલવેલું હોય છે તે માણસ પર લોક વાયકા અસર કરતી નથી. લાગવગવાળા વર્ગે અમુક કાર્ય કર્યું કે અમુક મોટો માણસ આમ બોલ્યો તે તેનાપર અસર કરતું નથી. આ પુરુષ પોતાની આસપાસના વાતાવરણનો ગુલામ રહેતો નથી. આવો પુરુષ વિશાળ વિચાર ભૂમિમાંજ હરહમેશ ભ્રમણ કરે છે, અને બુદ્ધિના બળથી અને ઇન્દ્રિયના નિગ્રહથી તે જે કંઈ કાર્ય કરે છે તે અમુક નિયમોને આધારેજ કરે છે. સાંસારિક ઉન્નતિને માટે આવા વ્યકિતત્વની જરૂર છે. જે માણસ સામાજીક બંધારણનું ઉમદા ધોરણ અને તત્વ સમજતો હશે તેજ તેનો ઉત્તમ ટેકો આપનાર નીવડશે. સમાજના બંધારણમાં ફેરફાર કરવો હોય છે ત્યારે વ્યકિતત્વ ખીલેલો માણસ આ બંધારણને યોગ્ય રીતિએ પુખ્ત વિચાર કરી, કાયદા કાનૂનને માન આપી પોતાનો ઉદ્દેશ પાર પાડે છે.

એક વ્યક્તિ કંઈ પણ સુધારાને વાસ્તે ન કરે, અને જો તે પોતે સુધરેલી પ્રજાની વ્યક્તિ જેવું જાહેર અને ખાનગી વર્તન રાખે, તો તે વ્યક્તિ સુધારાના માર્ગને મોટો ટેકો આપી શકે છે. એક વ્યક્તિ શું કરી શકે છે તેનો તમે વિચાર કર્યો છે ? એકજ ગોખલેએ ઉચ્ચ પ્રકારના રાજકીય સુધારા આપણા દેશને અપાવ્યા છે, એકજ સુરેન્દ્રનાથ બૅનેરજીએ બૅંગૉલ પાર્ટીશન રદ કરાવ્યો છે, એકજ ગાંધીએ સત્યાગ્રહના સિદ્ધાન્તની સત્યતા સ્પષ્ટ રીતે સાબીત કરી આપી છે, એકજ સયાજીરાવ ગાયકવાડે પોતાનું રાજ્ય નમૂનેદાર બનાવ્યું છે, એકજ રાનાડેએ સંસાર સુધારાનો માર્ગ શોધી કાઢી તેમાં પોતાના લાખો દેશવતનીઓને સંસારની ઉન્નતિ સારૂ કામે લગાડયા છે, એકજ રાજા રામમોહનરાયે સતીનો દુષ્ટ રિવાજ બંધ કરાવ્યો અને એકજ મલબારીએ, સંમતિ વયના કાયદામાં કન્યાની ઉમ્મરમાં ઘટતો વધારો કરાવ્યો.

એક વ્યક્તિનું જીવન સૃષ્ટિની રચનામાં અલ્પ પણ નિશ્ચિત દરજ્જો ભોગવે છે. આપણા દેશમાં 'હું એકલો શું કરું' એમ વિચાર કરી લાખો લોક નિરુદ્યમી જીવન ગાળે છે. 'આપ સમાન બળ નહિં' 'પારકી આશ સદા નિરાશ' આ ગુજરાતી કહેવતો આપણે ભુલી ગયા છીએ. આપણા દેશમાં હાલ અમેરિકામાં પ્રચલિત 'New Thought Literature' (નવીન વિચારનું સાહિત્ય) ઘણું વંચાવું જોઈએ. આ સાહિત્ય જેટલું અમેરિકનોને ઉપયોગી છે તેના કરતાં લક્ષગણું હિંદના પ્રારબ્ધવાદીઓ માટે ઉપયોગિ છે. દરેક યુવકને બી. એ.

એસ. મારડનની લખેલી બધી ચોપડીઓ વાંચવા હું ખાસ ભલામણ કરું છું.

દરેક વ્યક્તિએ તે પોતે ઈશ્વરનો અંશ છે અને તેથી તેનું જીવન નકામું નથી એમ સમજવું જોઇએ. મારે વાસ્તે મારા સમાજે જેટલું કર્યું છે તેનો બદલો મારે વાળવો જરૂરનો છે, એમ વિચારી સમાજના લાભાર્થે મારે કાંઈ સેવા કરી ઉપકારનો બદલો વાળવો એ મારો ધર્મ છે, એમ દરેક વ્યકિતએ સમજવું જોઇએ. આવા વિચાર કર્યાથી આપણામાં એક પ્રકારનું બળ આવશે, અને પરિણામે આપણે ઉમંગી અને ઉત્સાહી બની દેશોન્નતિ કરવા મંડી પડીશું.

માટે દરેક વ્યક્તિએ પોતપોતાનેજ સ્થાને રહી પોતપોતાની સ્થિત્યનુસાર જેટલી બની શકે તેટલી સેવા કરવી એ તેનો ધર્મ છે. જાપાનીઝ પ્રજાએ દેશભકિતને પોતાના ધર્મનું એક મહાઉપયોગિ અંગ ગણ્યું છે. હિંદના શાસ્ત્રકારોએ બધાં શાસ્ત્રોને ધર્મનાં અંગ માન્યાં છે. હિંદમાં ધર્મને કોઈ વિષયથી જુદો માનવામાં આવ્યો નથી. આપણો ધર્મ "વ્યાપક છે, સર્વ દેશી છે અર્થાત્ સર્વ ધર્મનાં અંશો એનામાં છે." સર્વ ધર્મના અધિષ્ઠાતા પ્રભુએ શ્રી કૃષ્ણ રૂપે કહ્યું છે કે "માળાના મોતીમાં રહેલા સૂત્રની પેઠે હું સર્વ ધર્મમાં રહેલો છું." આર્યોની રગેરગમાં પરમાર્થ વ્યાપી રહેલો છે, પરમાર્થ એ આપણા ધર્મનું રહસ્ય છે. માટે દરેક વ્યકિતએ પોતાનાજ બળ પર રહી પોતે ઈશ્વરનો અંશ છે માટે ચાહે તે કરી શકે એવું સ્વાભિમાન ધરાવી જુદી જુદી જાતની સેવાઓમાંથી પોતાને ગમે તે સેવાનો અંગીકાર કરી, ફરજ બજાવ્યા જશે તોજ દેશનો ઉદયકાળ જલદી આવશે

અને સ્વરાજ્યનો મુકુટ ભારતમાતાના મસ્તકપર ત્યારેજ શોભશે.

## સ્ત્રીઓ અને સંસાર સુધારો.

૨૮. એક પ્રજાની સ્ત્રીઓ જે સ્થિતિ ભોગવે છે તેના કરતાં ચઢીયાતી સ્થિતિ તે પ્રજા કોઈ પણ દિવસ પ્રાપ્ત કરી શકશે નહિ. અમેરિકન અને યુરોપીયન પ્રજામાં કેળવાયેલો સ્ત્રીવર્ગ જનસમાજ પર મોટી અસર કરે છે. બ્રિટિશ પ્રજાની સામાજીક સેવા કરનારી નામાંકિત નારીઓનાં નામજ અત્રે આપી આપણે સંતોષ પકડીશું. મીસીસ એલીઝાબેથ ફ્રાય, મીસ ફ્લૉરેન્સ નાઇટીંગેલ, કાઉન્ટેસ ડૉવેજર ઑફ કાર્લાઇલ, મીસ ઑકટેવીયા હીલ, ડચેસ ઑફ માર્લબરો, ઑનરેબલ મીસીસ બારટ્રાન્ડ રસલ, ઇલીઝાબેથ ગરની, અને જોસફાઇન બટલર. આ મહાન બ્રિટિશ સન્નારીઓ સારૂ કહેવામાં આવ્યું છે કેઃ—

'આ સ્ત્રીઓ જે સામાજિક અંતઃકરણ વિકસાવવામાં સફળ થઇ તે તેમના ખાસ કાર્યે બાંધેલ મર્યાદાઓ કરતાં ઘણું આગળ વધ્યું છે.'

જાપાનમાં સ્ત્રીઓ એક સમાજનું ઉપયોગિ અંગ છે તેમ સમજીનેજ સ્ત્રીને સમાજમાં પોતાનું કર્તવ્ય સારી રીતે કરી શકે તેવી કેળવણી આપવામાં આવે છે. હિંદની સ્ત્રીઓની સ્થિતિ કેવી છે તે તમે જાણો છો. જ્યારે તમે સુધરેલા દેશની સ્ત્રીઓ દેશોન્નતિને સારૂ શું કાર્ય કરી રહી છે તે જાણશો ત્યારેજ તમે આપણી સ્ત્રીઓ અને પરદેશની સ્ત્રીઓની સરખામણી કરી શકશો, અને ત્યારેજ તમને સ્પષ્ટ દેખાશે કે આપણી સ્થિતિ તદ્દન નબળી છે. સ્વામી અભેદાનંદે પોતાના એક પુસ્તકમાં હિંદુ ધર્મમાં સ્ત્રીનું સ્થાન આખી દુનિયાના ધર્મ કરતાં સર્વોપરિ છે એમ બતાવી

આપ્યું છે. આપણે આપણી પ્રાચીન સ્ત્રીઓનાં વખાણ કર્યાં કરવાં, અને હાલની અધોગતિ ચાલવા દેવી એ આપણી પ્રાચીન સ્ત્રીઓની કીર્તિને ઝાંખ લગાડવા જેવી વર્તણુક છે. દેશસેવાનાં કાર્યમાં સ્વામી વિવેકાનંદની શિષ્યા સીસ્ટર નિવેદીતાએ આપણા દેશની ઉન્નતિ સારૂ, આપણા ધર્મની ઉન્નતિ સારૂ, આપણા દેશને પોતાનો પ્રાણ આપ્યો છે. સદ્‍ગત જમનાબાઇ સકકઈ, ગં. સ્વ. સુલોચના બ્હેન, ગં. સ્વ. બાળગૌરી મુનશી, ગં. સ્વ. નાનીબાઈ ગજ્જર, સૌ. શારદા મ્હેતા વગેરે ગુજરાતી સ્ત્રીઓએ દેશસેવા કરી છે. પણ આપણા સમાજને વાસ્તે હજારો સેવિકાઓની જરૂર છે. સામાજીક સેવા કરવાથીજ ગૃહકાર્ય પરિપૂર્ણ થાય છે. ગૃહકાર્ય કર્યા પછી સ્ત્રીઓને યોગ્ય કેળવણી લેવા તક આપવામાં આવે તો આપણી સ્ત્રીઓ ઘણી ઉત્તમ પ્રકારની સેવા કરી શકે તેવી સ્થિતિમાં છે. આપણા દેશમાં લાખો વિધવાઓ નર્સો તરીકે, શિક્ષિકાઓ તરીકે, વગેરે જુદાં જુદાં કાર્યો કરી મોટી મોટી સેવા કરી શકે. સ્ત્રીની અસર અદ્‍ભૂત છે એ દરેક દેશના ઇતિહાસપરથી આપણને માલમ પડે છે. આ અસર તેઓ કેળવાઈ સમાજસેવામાં, બાળકોને કેળવવામાં, સંસાર સુધારવામાં, પોતાનો યોગ્ય ફાળો આપી તેને આગળ વધારવામાં વાપરશે તો સંસાર સુધારો જલદી થશે, આપણી ભવિષ્યની પ્રજા પણ સુધારાના સંસ્કાર વાળી જન્મશે, પુરુષો માત્ર બોલનારાજ છે તે દોષમાંથી મુક્ત થશે અને આપણો આખો સંસાર સ્વર્ગમય નીવડશે.

## નેતા અને સંસાર સુધારો.

૨૯. સુધારા પક્ષની જોઇએ તેવી ફતેહ અત્યાર સુધી નથી થઇ તેના ઘણાં કારણો છે અને તેમાંનું એક

મુખ્ય કારણ સુધારા પક્ષના જોઇએ તેવા નેતાઓ નથી તે જ છે. સુધારક નેતાઓમાં ઘણા સદ્‌ગુણોની આવશ્યકતા છે. સંસાર સુધારાની બાબતમાં જનસમૂહના મોટા ભાગના કર્તવ્યને નવીન પ્રકારનું વળણ આપવાની જરૂર છે અને જનસમાજનો મોટો ભાગ અજ્ઞાન હોય છે તે જોતાં તેની સાથે સમજાવટથી જ કામ લઈ ધારેલી મુરાદ પાર પાડવી એ દરેક સમજુ સુધારકનું કાર્ય છે. સુધારક નેતાઓમાં નીચે જણાવેલા ગુણોની ખાસ આવશ્યકતા છેઃ—ઉદારતા, સહનશીલતા, પ્રમાણિકતા, ઉત્સાહ, આશા, આગ્રહ અને કોમળતા. સૂધારકોનાં ચારિત્ર નિષ્કલંક હોવાં જોઇએ. તેમની રહેણી કરણી નિર્મળ હોવી જોઇએ. તેમણે તેમના બોલો તથા કર્ત્તવ્યોપર અંકુશ રાખી કામ લેવું જોઈએ. બીજાની લાગણીઓને દુઃખ આપવું નહિ, સ્વાર્થબુદ્ધિ ત્યજી દેવી, વ્યાજબી જ ટીકા કરવી, સંધિસમય પર નજર રાખી, સ્વમાન જાળવવું, ગમ ખાઈ જવી, કળવકળથી કામ કાઢી લેવું વગેરે ગુણો તેમણે ખાસ કરીને કેળવવા જોઈએ. નેતાઓએ પોતાના સ્વદેશની સંસ્થાઓપર પ્રીતિ રાખવી જોઇએ. તેમણે તેમની પ્રજાના જન સ્વભાવનો અભ્યાસ કરવો જોઈએ. પ્રજાજનની અભિલાષાઓ જાણવા પ્રયત્નો કરવાં જોઇએ. માનચાંદ મેળવવાની આકાંક્ષા તેમનામાં બિલકુલ હોવી ન જોઈએ. શ્રી ગૌતમ બુદ્ધ, ગુરુનાનક, શ્રી ચેતન્ય, મહાત્મા કબીર વગેરે મહાન પુરૂષો આવાજ નિસ્પૃહી હતા. 'તકરાર નહિ પણ મદદ' 'નાશ નહિ પણ સમીકરણ.' 'કલહ નહિ પણ સંપ અને એકતા' આ સિદ્ધાન્તો હિંદુ ધર્મનો આત્મારૂપ ગણાય; અને સુધારકોએ આ સિદ્ધાન્તો યાદ રાખીને પોતાનું વર્તન આચરવું એ આવશ્યક છે. તેમણે " સુખની

વૃદ્ધિ કરવી અને વિપત્તિ ઘટાડવી " એવો મુદ્રાલેખ ધારણ કરવો જરૂરનું છે. નેતાઓએ સામાજીક જરૂરિયાતોનું વાસ્તવિક રીતે અવલોકન કરી પ્રજાને મદદ આપવી જોઇએ. જે પુરૂષો સમાજ સેવક થઇને કાર્ય કરશે તેજ તે સમાજના નેતા થવાને યોગ્ય ગણાશે. પ્રજાઓ અને તેમના પ્રાચીન સુધારા નેતાઓની જ બેદરકારીને લીધે નાશ પામે છે એ જોતાં તેમના પર મોટી જવાબદારી રહે છે. આ જવાબદારી હિંદુ ધર્મની ભાવનાથી વીંટળાયેલા સંસારસુધારાના વિકટ માર્ગમાં તો ઘણી જ ગંભીર છે.

## સુધારકોનું જીવન અને સંસાર સુધારો.

૩૦ સંસાર સુધારાના આગેવાનોપર જે મોટું આળ મૂકવામાં આવે છે કે તેઓ તો માત્ર બોલનારાજ છે: વખત આવે તેઓ પોતેજ જુદું વર્તન આચરે છે. સુધારકો 'ચઢ બેટા શૂળીપર' એ નિયમે 'પારકાં છોકરાંઓને યતિ કરવા નીકળે છે.' આ મુદ્દામાં કંઇક સત્ય સમાયેલું છે અને આ સવાલ સંબંધી કંઈક બોલવું જરુરનું છે. હાલ પુરુષની દુનિયા અને સ્ત્રીની દુનિયા તદ્દન અલગ થઇ ગઈ છે. સર રોમેશચંદ્ર દત્તે પ્રાચીન હિંદુ પત્નીનું જે ઉત્તમ ચિત્ર દોર્યું છે તે સ્થિતિ હાલ આપણને સ્વપ્નવતજ ભાસે છે. એક ઉચ્ચ કેળવણી લીધેલી મુસલમાન સ્ત્રી લખે છે કે "સમયે પોતાના વહનથી જે આદર્શોને અનિષ્ટ અને હાનીના ઝરા બનાવી દીધા છે તે આદર્શોને સ્ત્રીઓ નક્કી પણે વળગી રહેછે એ વિઘ્ન કરતાં વધારે મોટું વિઘ્ન આપણા પુરુષોને અને તેમાં ખાસ કરીને સંસાર સુધારકોને પોતાની રાષ્ટ્રીય નેમોમાં નડતું નથી."

આ સ્થિતિનેલીધેજ સુધારકો પોતાના વિચારો સર્વાંગે અમલમાં મૂકી શકતા નથી. રા.આનંદશંકર બાપુભાઈ ધ્રુવ આ ટીકાકારો સંબંધી લખતાં કહે છે કે "આમ ટીકા કરવાથી પ્રતિપક્ષિઓ અણધારી ગર્ભિત રીતે સુધારકોને દેવસમાન માની લે છે.તે માટે સુધારકોપર તેઓનો ઉપકાર છે પણ વસ્તુતઃ તેઓએ સમજવું જોઇએ કે તેઓ અને સૂધારકો સર્વે એકજ મનુષ્ય સ્વભાવથી ભરેલા મનુષ્યો છે."

ગુજરાતના જાણીતા સુધારક રા. બા. લાલશંકર પણ આ સંબંધી નીચે મુજબ કહે છેઃ—

" જે લોકો સુધારકો બોલે છે પણ કરતા નથી એવું તહોમત મૂકેછે તે લોકોએ યાદ રાખવું જોઇએ કે સુધારકોએ ઉચ્ચારેલા બોલો જ્યારે કેટલાક મનુષ્યોના મન ઉપર ચોકસ અસર કરેછે અને કેટલાકોને કામ કરવા પ્રેરેછે ત્યારે તે પણ એક જાતનાં કામોજ લેખાવાં જોઇએ. એક કાર્યને પરિપૂર્ણ સ્થિતિએ પુગાડવાને જુદાં જુદાં પગથીઆંની જરૂર છે અને તે કાર્ય એક પગથીઆં તરીકે ગણાવું જોઇએ. કાંઇ પણ કર્યાથી બીજાઓ કામ કરવા પ્રેરાય તે એક પ્રકારનું કામજ લેખાવું જોઇએ. કોઈ પણ કાર્ય કરતી વખતે કાર્યનો ઉદ્દેશ હંમેશ યાદ રાખવો જોઇએ. કોઈપણ ડાહ્યો માણસ પોતાનો ઉદ્દેશ ઉંધો વળે એવું કાર્ય કરતો નથી. આપણે થોડા જણને વાસ્તે નહિ પણ લોકસમૂહ ને સમસ્ત જનસમાજનાં ભલાં માટે જ કાર્ય કરવું જોઈએ. અલગ રહેવાથી જે નૈતિકબળથી આપણે બીજાને દોરી શકીએ તે નષ્ટ થાય છે.આપણી નેમ પાછળ ન પડતાં આગળ વધે એવાં આપણા કાર્યો હોવાં જોઇએ. આપણા કાર્યની સફળતા સાધવાની ઈચ્છા હોય તો જેમ બને તેમ

આપણે સમાજની અંદર રહીને જ કાર્ય કરવાની પદ્ધતિ અખત્યાર કરવી જોઈએ. જુદી જુદી જગ્યાના અને જુદી જુદી કોમના સંજોગો ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. એક જગ્યાએ એક કાર્ય જે કારગર લાગે તે બીજી જગ્યાએ હાનિકારક નીવડે. આપણા કામની સફળતાને માટે જુદાં જુદા સ્થળો અને જુદા જુદા વખતને અનુસરતા આવે એવાં આપણા કર્તવ્યો હોવાં જોઇએ. આપણાં મિત્રો જેઓ સુધારકો કહે છે તેમ કરતા નથી એવું તહોમત મૂકે છે તેઓએ ઉપર જણાવેલી બાબતો તેમનો વાંક કાઢતાં પહેલાં ધ્યાનમાં રાખવી જોઇએ."

સુધારકો બોલનારા છે. હવે બોલવાનો વખત વહી ગયો છે, હવે તો કંઇ કરી બતાવવું જોઇએ, આવી ટીકા કરનારાઓની ટીકામાં પણ ઘણું સત્ય છે. આ ટીકાકારો ભૂલ એટલીજ કરે છે કે બોલવાનો કાળ ગયો છે એમ માની લઇને જ તેઓ ટીકા કરે છે. બોલની અસર પણ ઘણી જ છે. હજી સુધી બોલવાના વખતનો અંત આવ્યો નથી. રા. નરસિંહરાવ દીવેટીઆ આવી ટીકાનો રદીઓ સરસ રીતે આપે છે. 'સમજુ માણસો તો કબુલ કરે છે જ કે યોગ્ય રીતે કરાયલી વાતો પણ વ્યર્થ નથી; વળી જ્યાં સુધી કામ કરવું છે ત્યાં સુધી વાતો કરવાની પણ જરૂર છે; કારણ કે કામની વખતે તેમજ થોડા સમયની શાન્તિને વખતે આપણા આત્માને જાગૃત રાખનાર મુખ્ય સાધન વાતો અથવા ભાષણોનું ગાન છે. વળી વખતો વખત આપણા સુધારાના સાહિત્યની અને પ્રગતિની આપણે નોંધ લેવાની છે અને આપણા અનુયાયીઓની વ્યવસ્થા રાખવાની છે.'

## જાણીતા સંસાર સુધારકો અને સંસાર સુધારો.

૩૧. સંસાર સુધારાના માર્ગમાં આપણે ચોક્કસ સુધારકોને આપણા ગુરૂદેવ માની તેઓના નિયમ અનુસાર ચાલવા કોશીષ કરીશું તો આપણો રસ્તો સહેલ થશે અને આપણે સરલતાથી લોકમત કેળવી શકીશું. લોકમત કેળવીને લોકોને આપણી સાથેજ લેવાથી સુધારામાં સંગીન પ્રકારની ઉન્નતિ થાય છે.

આવા ગુરૂ તરીકે નામદાર મહાદેવ ગોવિંદ રાનાડે, સ્વામી વિવેકાનંદ, અને રાજા સર ટી૦ માધવરાવને માનવાની તરફેણમાં હું છું. આ ગુરૂઓનાં લખાણો અને તેમનાં જન્મ ચરિત્રોનો પાકો અભ્યાસ કરી સંસાર યાત્રા કરવા નીકળીશું તો આપણે પચ્છાત ન પડતાં સંગીન વધારો કરી આપણી પ્રાચીન કીર્તિ સંપાદન કરી આપણે આર્યાવર્તને નમુનેદાર દેશ બનાવવા સમર્થ થઈશું.

## હિન્દુ ધર્મ અને સંસાર સુધારો.

૩૨. આપણે આગળ હિન્દુધર્મ અને સંસાર સુધારા વાસ્તે ઘણું બોલી ગયા છીએ. લાલા બૈજનાથદાસના અભિપ્રાય મુજબ હિન્દુ ધર્મ પ્રગતિની વિરૂદ્ધ નથી તે આપણે આગળ કહી ગયા છીએ. જ્યારે જ્યારે આપણા સમાજમાં નવીન સુધારા દાખલ કરવામાં આવે છે ત્યારે ત્યારે હિન્દુધર્મ ભ્રષ્ટ થશે એવી ઘણા લોકોને ધાસ્તી લાગે છે અને તેની સામે નિરર્થક જનસમાજ ખળભળાટ કરી મૂકે છે. સતીનો ક્રૂર રીવાજ બંધ પાડવાનું જ્યારે બ્રીટીશ સરકારે પગલું લીધું ત્યારે આપણા પંડિતોએ પણ ધર્મ ડુબશે એવી બુમરાણ કરી મૂકી હતી. સંમતિ વયનો કાયદો પસાર થતી વખતે પણ આપણા લોકો આવીજ રીતે વર્ત્યા હતા. પર-

કોમના અને ખસુસ કરીને મુસલમાની રાજ્યના વખતમાં પણ આપણો ધર્મ નાશ ન પામ્યો અને હાલ દરેક ફેરફાર કરતી વખતે માત્ર વિરોધની ખાતરજ વિરોધ કરવો તે યોગ્ય નથી. ખોટો ગભરાટ કરી બુદ્ધિશાળી મનુષ્યો વર્તે એ સારૂં કહેવાય નહીં. આપણે જોઇ ગયા છીએ કે હાલ આપણે આપણા વ્યવહારમાં માન્ય કરેલાં ધર્મ પુસ્તકોનાં સિદ્ધાંતોને અનુસરીને પણ ચાલતા નથી.

સંસાર સુધારકો આપણા પ્રાચીન ધર્મની વિરૂદ્ધ નથી. રા. બા. લાલશંકર જેઓ ચુસ્ત બ્રાહ્મણ હતા તેઓ સંસાર સુધારકોની સામેના આ આરોપનો નીચે પ્રમાણે રદીઓ આપે છેઃ—

"આપણા સઘળાં કાર્યોનો પાયો સત્ય ધર્મ અને નીતિપર નંખાવો જોઈએ. સ્વલ્પાંશે પણ સત્ય ધર્મને સંકટમાં નાંખનાર કોઇપણ કાર્ય હું કરીશ નહિ કે તેનો પક્ષ લઇશ નહિ. હું કહું છું કે 'ધર્મ ભયમાં છે' એવી સંસાર સુધારકોની વિરૂદ્ધ ઉઠાવવામાં આવેલી બૂમ આધાર વિનાની છે, અને જેઓ તે બૂમ ઉડાવેછે તેઓ સત્યધર્મ વિષેનું પોતાનું અજ્ઞાન દર્શાવે છે....

"સુધારાની વિરૂદ્ધ થવામાં અને ખરાબ રીવાજો અને રૂઢીયો ચાલુ રહેવા દેવામાં સત્યધર્મ જોખમમાં છે.સુધારાના વિરોધીઓને આ ઉપર શાંતિપૂર્વક અને ગંભીરતા પૂર્વક વિચાર કરવાની હું મજબુત અરજ કરૂં છું."

## સાંસારિક પવિત્રતા અને સુધારો.

૩૩. હિંદની પવિત્ર ભૂમિપર વસતા પવિત્ર ધર્મો પાળનારા હિંદુઓને આજે આ વિષે કહેવું એ તે મહાન પ્રાચીન

પ્રજાનું અપમાન કરવા જેવું છે. છતાંએ કળીજુગને માથે અપવિત્રતાનો ભાર મૂકી આપણે દોષરહિત થવા માગીયે છીએ એ સ્થિતિ આપણને છાજતી નથી. શ્રીરામચંદ્ર અને સીતાજી, હરિશ્ચંદ્ર અને તારામતી વગેરે હજારો પવિત્રતાનાં દૃષ્ટાંતો આપણા શાસ્ત્રો અને ઇતિહાસોમાં મળી આવે છે; પણ હાલ એવાં દૃષ્ટાંત જવલેજ માલમ પડે છે. હાલમાં ખાનગીમાં લોકો કાંઈપણ આચરણ રાખતા હોય પણ જાહેરમાં તેવું આચરણ કરે તોજ માણસ ગુનેહગાર ગણાય છે. હાલમાં હોળી જેવા પવિત્ર તહેવારના દિવસે આપણી હિંદુ જ્ઞાતિના ઘણા પુરૂષો નિર્લજ્જ રીતે વર્તે છે. આપણે ધંધો કરતી વખતે ધર્મ ભૂલી જઈએ છીએ, આપણે જાહેરમાં એક જીવન ગાળીએ છીએ અને ખાનગીમાં જુદા પ્રકારનું વર્તન રાખીએ છીએ. નિશાળોમાં નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપવાની હિમાયત કરીએ છીએ અને ઘરમાં એ શિક્ષણની અસર આપણા વર્તનથીજ નાબુદ કરીએ છીએ. આપણે જ્ઞાતિઓમાંજ ન્યાયીપણે વર્તતા નથી. આપણે લગ્નાદિ પ્રસંગે નીચ ધંધો કરનારી સ્ત્રીઓને મોટી રકમ આપી નાચ કરાવીએ છીએ અને ઉગતા યુવાનવર્ગની નીતિને ભ્રષ્ટ થવાનો રસ્તો મોકળો કરી આપીએ છીએ. જ્ઞાતિમાં કન્યાવિક્રય તથા વરવિક્રય કરવામાં આવે છે છતાં પણ ઘણી વખતે આપણે આંખ આડા કાન કરીએ છીએ; આવી અનેક રીતિએ આપણી સાંસારિક જીંદગી દાંભિક થઇ ગઈ છે. આવી સ્થિતિમાં ઉન્નતિનો માર્ગ આપણને સૂઝે નહિ એ દેખીતું છે. આપણો સંસાર પવિત્ર કરવો એ સંસાર સુધારાનું મુખ્ય કર્તવ્ય છે. જ્યારે આ ઢોંગના સામ્રાજ્યમાં વસતા ઢોંગીને કેવી રીતે

સજા કરવી એ સંબંધમાં એક લેખકે ડા. સર ભાંડારકરને પુછ્યું ત્યારે તેમણે જવાબ દીધો કે 'સાર્વજનિક સભાઓમાં તેને સભાસદ થવાજ ન દેવો. તે પ્રથમ સભાસદ થયો હોય તો નામ કાઢી નાંખવું, તેને ઘેર કોઈએ જવું નહિ તેમ તેને બોલાવવો પણ નહિ; સાર્વજનિક સમ્મેલનોમાં તેને નિમંત્રણ પણ ન કરવું; ઈત્યાદિ પ્રકારથી તેના વર્તન સામું તિરસ્કાર દર્શાવવો. આવું કડક શાસન મળેથી પ્રાપંચિક વર્તનનો વહેલો નાશ થશે એમ હું માનું છું' આ પદ્ધતિએ ચાલનાર સંસાર સુધારક સમાજ અથવા જ્ઞાતિ અસ્તિત્વમાં દેખાય છે ખરી? આવી સ્થિતિ દેશને લાભકારક નથી તેમાં ઘટતો સુધારો કરી આપણી રહેણી કરણી પવિત્ર થશે અને જ્યારે ખાસ કરીને આપણા નેતાઓ બોલે તેવું આચરણ રાખશે ત્યારેજ પ્રજાની સંપૂર્ણ પ્રગતિ થશે. હાલ તો જેવી પ્રજા તેવા નેતા એવી સ્થિતિ જોવામાં આવે છે. પ્રજાનો મોટો ભાગ અજ્ઞાન હોવાથી તેઓને અગ્રેસરો જેમ દોરે છે તેમ તેઓ દોરવાય છે. આવી સ્થિતિમાં જ્યારે આગેવાન પુરૂષોનાં આચરણમાં કાંઈખોડ માલમ પડે છે ત્યારે પ્રજાજન તે પુરૂષોના બધા સદ્ગુણો ભુલી જઈ અવગુણજ આગળ ધરી તેઓએ કરેલું કાર્ય ભૂલી જઈ પાછા પોતાની અસલી સ્થિતિ મુજબ વર્તન કરવાનું ઇચ્છે છે. માટે પવિત્ર પુરૂષોજ જ્યાં વસતા હશે ત્યાંજ સંસાર સુધારો જોસથી કાર્ય કરતો માલમ પડશે.

## શારીરિક સંપત્તિ અને સંસાર સુધારો.

૩૪. સંસાર સુધારાની બાબતમાં શારીરિક નબળાઇ એ આપણી પ્રગતિનાં માર્ગમાં મોટામાં મોટું અનિષ્ટ તત્ત્વ છે

બાળલગ્નની દુષ્ટ રૂઢીએ આપણું ગૌરવ છીનવી લીધું છે. આપણી ગુજરાતી પ્રજા સાહસ કરવાની બાબતમાં તદ્દન પશ્ચાત પડી ગઈ છે. આપણે હાલ પશ્ચિમ દેશની પ્રજાના સંસર્ગમાં આવ્યા છીએ અને મરદાઇ, કૌવત, સાહસ, ઉત્સાહ વિગેરે પુરૂષત્વ પ્રાપ્ત કરવાનાં તત્ત્વો આપણે રાજકર્તા પ્રજા પાસેથી ગ્રહણ કરવાનાં છે. જો ગુજરાતી પ્રજામાંથી હાલ ચાલતી મોટી લડાઈમાં બધા ગુજરાતીઓને લશ્કરમાં જોડાવાનો હક આપવામાં આવે તો લશ્કરમાં દાખલ થવા માટે કેટલા ગુજરાતીઓ લાયક નીવડશે ? શારીરિક સંપત્તિનો નબળો વારસો આપણુને આપણા વડીલો તરફથીજ મળેલો હોય છે અને તેમાં કસરત વિગેરે શારીરિક સ્થિતિ સુધારવાના સાધનો પડતા મૂકી આપણે અભ્યાસ નીચે કચરાઈ જઈ, રાત દિન ચાકરી કરી, યુવાવસ્થામાંજ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી હતા ન હતા તેવા નિર્માલ્ય બની જઈ આપણે જલદી સ્વધામ પહોંચી જઇએ છીએ. વિલાયતમાં હાલ શારીરિક ખીલવણી સંબંધી જોઈએ તે કરતાં વધારે ધ્યાન અપાય છે ત્યારે આપણામાં તેથી ઉલટીજ સ્થિતિ દૃષ્ટિગોચર થાય છે. શારીરિક સંપત્તિ એ સંસાર સુધારાનો મુખ્ય પાયો છે. આ સુધારવાને જલદી યત્ન કરવા એ સર્વ માર્ગની ઉન્નતિનું સબળ સાધન છે.

## કેળવણી અને સંસાર સુધારો.

૩૫. આપણી સુધરેલી જીંદગીનો દરેક કલાક આપણી સંસારી સ્થિતિનો વારસો છે. સમાજનાં સ્ત્રી અને પુરુષો સામાજીક જીવનની જ પેદાશ છે. જન્મ્યા પછી અમુક પ્રજાનાં સ્ત્રી પુરૂષો તેમને મળેલી કુદરતી બક્ષિસોનો સંપૂર્ણ

વિકાસ કરી શકે અને તે શક્તિઓને યોગ્ય વળણ આપવાનું કામ સમાજનું છે. પ્રજાની મહેચ્છાને વળણ આપવાનું કામ સમાજનું છે. કેળવણીની બાબતમાં સમાજશાસ્ત્ર આપણને શિખામણ આપે છે કે જન્મથી આપણને જે બક્ષિસ મળી હોય તેનોજ વિકાસ કરી મનુષ્ય માત્ર ઘણી રીતે પોતાની ઉન્નતિ કરી શકે છે. ઉછરતી પ્રજાની છુપાઇ રહેલી શકિતઓનો પૂર્ણ વિકાસ કરવો એ કેળવણીનું કાર્ય છે.સામાજીક સુખ અને પ્રગતિ સારૂ લોકોને પોતાના જીવનની સાર્થકતા કરી શકે તેવું જ્ઞાન આપવું જરૂરનું છે. આવું જ્ઞાન સામાજીક વાતાવરણને અનુસરી કેળવણી અને સાંસારિક પ્રગટીકરણથી મળે છે.કુદરતી બનાવોમાં મનુષ્ય જીંદગીમાં ઘણાજ ફેરફારો થાય છે. જે સમાજની પ્રજામાં વ્યકિતનો જન્મ થયો છે તે વ્યકિતની કેળવણીની મોટી જવાબદારી જનસમાજ પરજ રહે છે.ભાષા, ધર્મ,વિજ્ઞાનશાસ્ત્ર, સંસ્થાઓ, રિવાજો, સંસારી પ્રગટીકરણનું જ પરિણામ છે.આ પ્રગટીકરણ ચાલુંજ છે.

"શરીરની માફક આત્મામાં પણ દરેક ખાલી હાથેજ જન્મ્યો હોય છે; જોતે કદાપિ સમૃદ્ધ હોય તો તે શકયતાઓમાં જ. સામાજિક પ્રગતિના પ્રારંભથીજ દરેકની શરૂઆત થાય છે."

માટેજ દરેક મનુષ્યને અત્યાર સુધી પ્રજાએ જે જ્ઞાનનો ભંડાર ભર્યો હોય તેનો લાભ તેને મળે એવી કેળવણીની જોગવાઇ કરી આપવાનું કામ સમાજનું છે. સત્યજ કહેવામાં આવ્યું છે કે:—

"જેની જેની યોગ્ય કદર સમાજ કરે છે તે તે તેને માનુષીય શકયતાઓની પરિસીમા સુધી પ્રાપ્ત થશે;પછી તે ઈના-

મોને માટે લડનાર, પૈસા, નૃપતિઓ, વિજ્ઞાન શાસ્ત્રીઓ કે વિધાયક મુત્સદ્દીઓ ગમે તે હોય."

હીરોકલીસે કહ્યું છે કે 'આપણામાંનો પ્રત્યેક એક મધ્યબિંદુ છે જેની આસપાસ ઘણાં સમ મધ્યબિંદુ વર્તુળોના પરિઘ આવેલા છે.' આવી સ્થિતિમાં આપણે મૂકાયેલા છીએ. માટે દરેક વર્તુળને લગતી ફરજ આપણે સારી રીતે બજાવી શકીએ તે માટે આપણને નાનપણથી જ યોગ્ય કેળવણી મળવી જોઇએ. કેળવણીનો ઉદ્દેશ આપણી વિચારશક્તિ ખીલવી જ્ઞાન અને બુદ્ધિદ્વારા આપણે આપણા કુટુંબ, જ્ઞાતિ, દેશ અને સમસ્ત મનુષ્યવર્ગ તરફ આપણી ફરજો બજાવી શકીએ એવો હોવો જોઇએ કેળવણી આપણી ઉન્નતિની નીસરણીનું પ્રથમ પગથીયું છે. પ્રજાનાં સર્વ અંગોમાં સમાનતા લાવનારૂં બળ છે. ઢંકાઇ ગયેલી શકિતઓ બહાર પ્રકાશમાં લાવી તેમને સંસારોપયોગિ કાર્યોમાં લગાડનારી મહાન ચાવી છે. આ સારૂં જ નામદાર ગોખલેએ પ્રાથમિક કેળવણી મફત અને ફરજયાત કરવાની જીવતોડ મહેનત કરી હતી. અને હાલ તે નામદારે કાઢેલી હિન્દી સેવક સમાજમાં જોડાયલા મારા મિત્ર મી. અમૃતલાલ ઠક્કર આ સારૂ તન મનથી ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવામાં હજી ઘણો સમય વીતી જશે.

હાલમાં જે જાતની કેળવણી અપાય છે તે કેળવણી સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અયોગ્ય છે. કેળવણીથી લોકો વિજ્ઞાનશાસ્ત્રનું પુરતું જ્ઞાન સંપાદન કરે અને તે જ્ઞાનથી મજુર વર્ગ પર પડતો અસહ્ય બોજો દૂર થઈ તેમને જોઈતી ફુરસદ મળે તેવી કેળવણી અપાવવાની હિમાયત સમાજશાસ્ત્ર કરે છે. નૈતિક જ્ઞાન, ધાર્મિક જ્ઞાન અને ફિલસુફીના મોટા સિદ્ધાં-

-તોનો લોકોમાં સરળ રીતે લખાયેલાં પુસ્તકો મારફતે ફેલાવો થાય અને જે જે મહાન વિચારો મનુષ્ય જાતિની પ્રગતિ કરવામાં સહાનુભૂતિ ધરાવે છે તેવા વિચારોનું જ્ઞાન લોકોમાં પ્રસરે અને પ્રજા કુંભકર્ણની નિદ્રામાંથી જાગી ઉન્નતિનો માર્ગ પકડે એ જોવા સમાજ ઉત્સુક છે. આવી જાતનું શિક્ષણ પ્રજાને નિશાળો તેમજ કોલેજોમાં જ મળે એવી કંઇ સમાજશાસ્ત્ર હિમાયત કરતું નથી. કોઈ પણ સ્થળેથી તે મળે એટલું જ જોવા તે ઉત્સુક છે. પુસ્તકાલયો, પ્રયોગશાળાઓ, ખાનગી નિશાળો, છાપાંઓ, ચોપાંનીઆં વગેરે જુદાંજુદાં સાધનો દ્વારા આવું શિક્ષણ પ્રજાવર્ગને મળે તે સારૂ ગોઠવણ કરવી એ સમાજના આગેવાન પુરૂષોની ફરજ છે.

જ્ઞાતિપત્ર તંત્રી સંમેલનના સન્માનકારિણી સભાના પ્રમુખ રા. ચિમનલાલ હરદેરામે પોતાના ભાષણમાં સાધારણ વર્ગોમાં નિશાળો તથા કોલેજો વિના પ્રજાને આગલા વખતમાં સાધારણ ધાર્મિક તથા નૈતિક શિક્ષણ કેવી રીતે મળતું તે નીચે મુજબ જણાવેલું છેઃ—

જ્ઞાતિના ગોરો, પુરોહિતો વારતા લાભથી પોતાના યજમાનોમાં પુરાણ, મહાભારત, રામાયણ, ઉપનિષદ્ કે વેદના જ્ઞાનનાં મુખ્ય મુદ્દાઓનું સામાન્ય જ્ઞાન ફેલાવતા હતા. સંન્યાસીઓ નીતિના ઉત્તમ પાઠોનો પ્રજામાં પ્રચાર, પૌરાણિકો, કથાભટો આપણા પુરાણું જ્ઞાન તથા ઇતિહાસનો પ્રચાર કરતા હતા. કથા દ્વારા શેંકડો લોકોને એકી વખતે ઉપદેશ કરતા હતા. ભાટચારણો કવિતાદ્વારા. આપણા પૂર્વજોની સ્થિતિ અને ગૌરવનું વર્ણન કરી અભિમાન અને ગૌરવનો રસ રેડતા આપણો, ઇતિહાસ અને પેઢીનામાં જાળવી રાખતા અને તત્સંબંધી માહેતી આપતા હતા. સાધુ,

શ્રવણ, તથા દ્વારના ભિક્ષુકો ભીક્ષા માગતા ચુંટી કહાડેલા બોધક પદો સંભળાવી ધર્મ,નીતિ અને વૈરાગ્ય તરફ પ્રેરણા જાગૃત કરતા હતા. લેખન વાંચનની મદદ વગર કર્ણદ્વારા આપણને ઘણું,ઘણી તરેહનું જ્ઞાન વિના પ્રયાસે મળતું હતું. કથા વારતા ઉપરાંત ચક્ષુદ્વારા દેવમંદીરોમાં, ધર્મશાળા વગેરે સાર્વજનિક સ્થળોએ જ્ઞાન મળવાના સાધનો હતા. ત્યાં દેવ દેવીઓના ઐતિહાસિક બનાવોના,પશુ પક્ષીઓના, ઝાડપાન,ફળ ફુલના ચીત્રો ચીતારવામાં આવતા હતા, તેથી જુદા જુદા વિષયોનું જ્ઞાન સહજ મળતું હતું."

સામાજીક કેળવણીનાં પ્રાચીન ઉત્તમ સાધનો જેવાં કે કથા કીર્તન,ઉત્સવપ્રસંગો,નાટક, વગેરે સુધારી તે મારફતે પ્રજાને યોગ્ય શિક્ષણ મળે એવી રીત અખત્યાર કરવામાં આવે તો ઘણે ભાગે સામાન્ય વર્ગમાં સંસાર સુધારા સંબંધી ઉત્તમ છાપ પડે એમાં કાંઇ પણ સંદેહ નથી.

આ સિવાય સમાજમાં અમુક માણસ કઇ જાતનો દરજ્જો ભોગવે છે તેનો વિચાર ન કરતાં બધી જાતની કેળવણીની સગવડ તથા યોગ્ય સંયોગો બધા વર્ગોને મળે તે સારૂ સમાજે યોગ્ય વ્યવસ્થા કરી આપવી જોઈએ. આમ કર્યાથી સાધારણ સ્થિતીના પુરૂષોમાંથી પણ દેશમાં ઘણાં સારાં રત્નો પાકશે; પ્રજાજન વધારે ઉત્તમ નૈતિક જીવન ગાળશે. આવી રીતની પદ્ધતિ જો વેળાસર નહિં લેવાશે તો સાધારણ સ્થિતીના લોકોનો અસંતોષ ઘણું માઠું પરિણામ નીપજાવી તે લોકોને બંડની પદ્ધતિએ ચઢાવશે, અને આ વર્ગ પોતાના સમાજનીજ સામે થશે. આવા વર્ગને માત્ર હુન્નર ઉદ્યોગનીજ કેળવણી આપીશું તો પણ તેઓની તથા પ્રજાની સ્થિતીમાં મોટો ફેરફાર થશે અને ભવિષ્યની પ્રજા

આપણને આશિષ આપશે. જ્યારે વગર કેળવાયેલો વર્ગ સાધારણ કેળવણી લેતો થશે અને જ્યારે સાધારણ કેળવણી લીધેલો વર્ગ વિજ્ઞાનશાસ્ત્રની મદદ લેતો થશે ત્યારે આપણી સાંસારિક સ્થિતિની ગુંચ મોટે ભાગે ઉકલી એમ નક્કી માનજો.

બીજું આપણી નિશાળો તથા કૉલેજોમાં અપાતું શિક્ષણ સ્વમતાગ્રહી હોવું જોઇએ નહિ. આ સંબંધમાં સમાજશાસ્ત્રના નીચે જણાવેલા સિદ્ધાન્તો આપણે ધ્યાનમાં રાખવા જેવા છે:—

"સંભવે છે કે આજે એવું એકકે સત્ય એટલું બધુ પરિપૂર્ણ નથી કે ભવિષ્યમાં શક્ય ફેરફારોની બીક વિના તે શિખવાડવું જોઇએ. સ્થિર શિક્ષણ અને જ્ઞાનની સાથે ગ્રાહ્યશકિત અને મનના ખુલ્લાપણાનું વલણ આપવામાં આવશે ત્યારે માનુષીય મનોભૂમિ વિશેષ સત્યશીલ બનશે. અને સ્થિર શિક્ષણો જણાય નહિ એવી રીતે ગતિમાન બનશે."

"જે કાળે જે સત્ય દેખાય તે આપણી સંસ્થાઓએ શિખવવું જોઇએ, પરંતુ તે જેમ બને તેમ ઓછા દુરાગ્રહથી. કાળના રિવાજો, માન્યતાઓ અને સંપ્રદાયોના શિક્ષણ સાથે મનનું વલણ શિખવડાવું જોઇએ કે જે સારૂં હોય તેને દૃઢ વળગી રહેતાં ઉત્તમ આદર્શથી હંમેશા દોરાઇને વધારે સારાની શોધમાં ફર્યાકરવાનો નિશ્ચય રાખવો, બાળકને તેનાં પાછળનાં વર્ષોમાં તેની માનસિક પ્રગતિને વિઘ્ન કરે અથવા તો તેમના ફેરફાર કે ત્યાગને માટે સંગ્રામની જરૂર પાડે એવા સિદ્ધાંતો પૂરેપૂરા સત્ય તરીકે તેને શિખવવા એ સામાજિક રીતે ખોટું છે. ભૂલમાંથી મનને છુટું કરવું એ આનં-

દમય હોવું જોઈએ, છતાં દુરાગ્રહી શિક્ષણો અભ્રાન્તિને દુઃખદાયક બનાવે છે."

"કેળવણી દ્વારા જેઓ મનુષ્ય અને પ્રગતિ માટેની મનુષ્યની શક્તિ માનવાને દોરાયા છે તેઓ ખરેખરા ઉમરાવો, સમાજના મુકુટો છે. તેઓ ખરી સામાજિક વ્યવસ્થા માને છે, પરંતુ વળી તેઓ માને છે કે, માણુસની વિવેકબુદ્ધિએ સામાજિક બંધારણનો જુસ્સો દર્શાવવો જોઈએ. ટુંકમાં તેઓ સંકુચિત વિચારના કે ઉદાર વિચારના પણ નથી, પરંતુ જરૂર પ્રમાણે એમાંથી ગમે તે બને એવી વ્યક્તિઓ છે."

આ ઉપરાંત સમાજના હિતચિંતકોને એટલું તો નક્કી કહેવું પડશે કે સમાજમાં સ્ત્રી પુરુષો પોતાનું સાંસારિક જીવન ઉત્તમ રીતે ગાળે તે સારૂં સાંસારિક જીવન શાસ્ત્રની તેમને ખાસ જરૂર છે. એક પ્રજા સુધરેલી પ્રજાની સાથે રહે તે સારૂ તેને શું શું જરૂરનું છે અને તેને કઈ કઈ ચીજો હાંસલ કરવાની છે તે સમજથી જ તે પ્રજાની ચઢતી થાય છે. સમાજશાસ્ત્ર પ્રજાને પોતાની પ્રગતિ કરવામાં અમૂલ્ય સહાય આપે છે. જે પ્રમાણે વહાણનો એક કૅપ્ટન પોતાના વહાણને ક્યાં લઈ જવું છે તે પ્રથમ નકકી કરી તેને ચોક્કસ બંદરે સહી સલામત હંકારી જાય છે તેજ માફક આ શાસ્ત્રની મદદથી આપણી પ્રજાને પોતાનો ઉદ્દેશ નકકી કરવામાં અને તે ઉદ્દેશ ફળીભૂત કરવામાં કઈ ઉત્તમ રીતોની મદદ લેવાથી પ્રગતિના માર્ગમાં વિઘ્ન ન નડતાં રસ્તો સરળ થઈ શકે છે તે સ્પષ્ટ પણે બતાવી શકે છે. આવા શાસ્ત્રના જ્ઞાન વિના યુવકવર્ગ ચોક્કસ સુધારો સમાજની પ્રગતિને વાસ્તે ઇષ્ટ છે કે નહિ તેનો પોતે નિર્ણય કરી શકશે નહિ. આટલા જ માટે આપણા દેશમાં એક વખત એવો આવવો જરૂ-

રનો છે કે જ્યારે આવા પ્રકારનું જ્ઞાન આપણી જાહેર તથા ખાનગી નિશાળો તથા કોલેજોમાં દરેક શિક્ષણ લેનારને મળે.

## સંસાર સુધારો અને તેની ગતિ.

૩૬. સંસાર સુધારાનો પ્રવાહ કોઈ વખત પાછળ પડે છે ખરો; પણ એકંદરે તે પ્રવાહ આગળજ વધે છે. જ્યારે આ પ્રવાહ મંદ પડી આગળ વધતો નથી, પણ પાછળ પડતો જોવામાં આવે છે ત્યારે આ સ્થિતિ બીન સ્વાભાવિક અને નકામી છે એમ સમજી નિરાશ થવું નહિ. આમ થાય એ ઇષ્ટ નથી. પણ તેનો કોઈ પણ રીતે અટકાવ થઈ શકે નહિ. પ્રગતિમાં વારંવાર વિઘ્નો આવી તેનો પ્રવાહ આગળ વધતા અટકે છે તે સમયમાં સમાજ પોતાનું બળ એકઠું કરી પોતાનાં નુકશાનકારક તત્ત્વોને નિર્મૂળ કરવાને વધારે જોસથી નવીન પ્રયત્ન આદરે છે.

સમાજમાં સમાજદ્રોહી બનાવો બને છે ત્યારે સાધારણ વર્ગને સુધારો પચાસ વર્ષ પાછળ હઠયો વગેરે નિરાશાજનક શબ્દો બોલતાં આપણે સાંભળીએ છીએ પરંતુ આ સ્થિતિ કાયમની રહેતી નથી. હિંદમાં કેટલાક સમય પહેલાં આપણું રાજકીય વાતાવરણ નિરાશાપૂર્ણ થઈ ગયું હતું અને તે સમયે હિંદના અગ્રેસરોએ લોકમાન્ય દાદાભાઈ નવરોજીની જયંતી ઉજવવાની પહેલ કર્યા છતાં આવા વાતાવરણને લીધે મૌનવ્રત ધારણ કર્યું હતું એ આપણે પ્રત્યક્ષ જોયું છે. આ સમયમાં તેમણે જોઇતું બળ ગ્રહણ કરી હાલ સ્વરાજ્યની માગણી ઈંપીરીયલ કાઉન્સીલમાંથી આજ આપણા અગ્રેસરોએ કરી છે તે પણ આપણે જોયું છે. આવીજ સ્થિતિ પ્રગતિના બધા માર્ગમાં દેખાય છે.

## વિઘ્નો અને સંસાર સુધારો.

૩૭. સંસાર સુધારાના પક્ષમાં જે લોકો દુઃખ સહન કરવાની શક્તિ ધરાવતાં હશે તેજ ફાવશે. સંકટની નિશાળ બુદ્ધિ નિર્મળ કરનારી શાળા છે. અન્ય જાતના સુધારામાં મોટો ભોગ આપવો પડતો નથી. સંસાર સુધારાના માર્ગમાં આપણા જ કુટુંબના, સમાજના લોકોના અણમાનીતા આપણે થવું પડે છે. તે છતાં પણ દેશના હિતૈષીઓએ ફરજ બજાવતાં ડરવું જોઈએ નહિ. ગ્રીસ દેશનો તત્વજ્ઞાની સૉક્રેટીસ અને ઈટાલીયન ગૅલીલીઓને શું શું ખમવું પડયું હતું તે તમે જાણો છો. જ્યારે હાર્વેએ શરીરમાં લોહી ફરે છે એવી શોધ કરી ત્યારે તેનો ડૉકટરી ધંધો નષ્ટ પામ્યો અને જ્યારે તેની આ શોધખોળનું પુસ્તક છપાયું ત્યારે તે ગાંડા માણસ તરીકેજ ગણાયો હતો. હાલ આપણે તેને ડાહ્યો માણસ ગણીએ છીએ અને તેને હેરાન કરનારા પુરુષોને ગાંડા ગણીએ છીએ. મહાત્મા તુલસીદાસને શહેનશાહ શાહજહાને કેદ કર્યા હતા. નરસિંહ મહેતાને તેના જ્ઞાતિભાઈઓએ સતાવવામાં બાકી રાખી ન હતી. કેટલાક ગોસાંઈઓને અને સ્વામીનારાયણને તેમનો ધર્મ પ્રચાર કરતાં ઘણું દુઃખ ખમવું પડયું હતું. આવાં અનેક દૃષ્ટાન્ત યાદ રાખી "હિંદુસ્તાન દેશમાં દશે દિશાથી હું મારા દેશને માટે પ્રાણ ખોઈશ, હું મારા સ્વદેશીનું સારૂં કરીશ" એવા નિશ્ચયથીજ કામ કરવું જોઈએ.

## સંસાર સુધારાની હિલચાલને ઘણી ફતેહ નથી મળતી તેના કારણો.

૩૮. આ કારણોમાંનાં થોડાંક કારણો હું અત્રે દર્શાવું છું:—આપણા સ્ત્રીવર્ગની લગભગ તદ્દન અભણ અવસ્થા; સાંસારિક ઉપયોગિતા સારૂ યોગ્ય શિક્ષણનો અભાવ; જ્ઞાતિનાં અયોગ્ય

અંધનો; પર જાતિનું રાજ્ય અને સાંસારિક તેમજ ધાર્મિક વિષયમાં વચ્ચે ન પડવાની તે જાતિની સાધારણ રાજનીતિ; આપણા બ્રાહ્મણોની તથા આચાર્યોની માઠી સ્થિતિ; ધર્માન્ધપણું; વિરોધને ખાતરજ વિરોધ; પ્રજાના મોટા ભાગનું અજ્ઞાનપણું; પ્રારબ્ધ પર આધાર રાખી બેસી રહેવાની રીત; પ્રાચીન એટલું બધુંજ સારૂં એમ માની લેવાની મોટી ખોડ; સંસાર સુધારા તરફ બેદરકારી, સંસાર સુધારાનાં મંડળોની પદ્ધતિસર સતત પ્રયત્ન કરવામાં દેખીતી ખામીઓ; પુરતી સંખ્યામાં યોગ્ય નેતાઓ ન હોવાની ખામી; ઘણા સંસાર સુધારકોની પ્રજા વર્ગને ઉશ્કેરી સુધારો આગળ વધારવાની રીત;પ્રસંગ આવે જાણીતા સુધારકો જે સુધારાપક્ષના અમુક સુધારા સારૂજ મચ્યા રહે છે તેઓ તે સુધારાનો પોતાનાજ કુટુંબમાં સમય આવે અમલ નથી કરતા એવી માઠી સ્થિતિ; સંયુકત કુટુંબ; સુધારક મંડળો અને સુધારકોની અંગ્રેજી ભાષામાંજ મોટે ભાગે કાર્ય કરવાની પદ્ધતિ; વિચાર કર્યા વિના અધિકારી વર્ગ કહે તે વ્યાજબીજ છે એમ માની લેવાની ખોટી ટેવ; લોકમતની ધાસ્તીથી અનિષ્ટ સામાજીક રુઢિનું જોવામાં આવતું ચલન; પોતાના કુટુંબનુંજ હિત સાચવ્યા વિના આગળ વધી જ્ઞાતિ, દેશ વગેરેનું ભલું કરવાના વિચાર ન કરવાની ટુંકી દૃષ્ટિ; આવી આવી રીતો અને ટેવો આપણામાં નજરે પડે છે અને આના પરિણામે આપણો સમાજ દિનપર દિન ઉચ્ચ અવસ્થામાંથી નબળી દશામાં આવી પડયો છે. આશાનાં કિરણો પ્રકાશવા માંડ્યાં છે. પણ પૂર્ણ પ્રકાશ સારૂ મોટી સંખ્યામાં યોગ્ય સમાજ સેવકોની દેશને મોટી ખોટ છે.

## બાંધ છોડની રીત અને સંસાર સુધારો.

૩૯. જ્યારે ડૉકટર સર ભાંડારકરને આ રીત સંબંધી સવાલ પૂછવામાં આવ્યો કે 'સામાજીક બંધારણમાં થોડી ઘણી બાંધ છોડ કરવી?' ત્યારે તેમણે કહ્યું 'સામાજિક સુધારણા, નીતિ, ભૂતદયા અને સત્યના પાયા પર ચણવાની છે. આ વિષયોમાં બાંધ છોડ બિલકુલ ઉપયોગી નથી........આપણી સદ્ સદ્વિવેકબુદ્ધિ વિરુદ્ધ, સત્યવિરુદ્ધ, નિતિવિરુદ્ધ અને ભૂતદયા વિરૂદ્ધ જે જે વાત હોય તેમાં કોઈએ કદાપિ બાંધ છોડ કરવી નહિ' આ વિચારપરથી ડૉ.સર ભાંડારકર કેવા નિર્મળ વૃત્તિના અને પવિત્ર ભાવનાવાળા પુરૂષ છે તે આપણને માલમ પડે છે. પણ આ મુજબ વ્યવહારમાં ચાલવા સારૂ આ સલાહ સાધારણ માણસ વાસ્તે કેટલે દરજ્જે ચાલી શકે તે વિચારવા જેવો પ્રશ્ન છે.એક તરફ જ્યારે આ મુજબ સલાહ આપવામાં આવે છે ત્યારે બીજી બાજુ રાજા સર ટી. માધવરાવ ઉલટી સલાહ આપે છે. તે કહે છે:—

"સિદ્ધાંતોનું બલિદાન આપ્યા વિના બને તેટલી વાસ્તવિક શકય રીતે માંડવાળ કરવી. સાર્વજનિક ભલાને માટે હિંદુસ્થાનમાં આટલી બધી જાતોને સહવાસ અને સહકાર્ય કરવાં પડે છે ત્યાં આ જુસ્સો આવશ્યક છે. જીવન એ માંડવાળ કરવાના કાર્યોની લાંબી હારમાળા છે. અભિપ્રાયની એકરૂપતા કાર્યની એકતા અને પ્રતિસ્પર્ધી લાભોના સમાધાનનું તે વલણ પકડે છે."

વ્યવહારમાં આ સલાહ સંસાર સુધારકોએ માન્ય કરવા જેવી છે. આ રીતિ ઉત્તમ નથી એમ તો આપણે કબૂલ કરવું જ પડશે.પણ જે સ્થિાતમાં હાલ આપણો દેશ છે તે સ્થિતિમાં

છુટ છાટની જ પદ્ધતિ દેશને માન્ય કરવી પડશે એમ મારૂં માનવું છે.

દક્ષિણ આફ્રિકાની લડત વખતે આપણા રાજકીય નેતાઓમાં એક બાજૂ સર ફીરોઝશાહ મહેતા હતા અને બીજી બાજૂ નામદાર ગોખલે હતા. નામદાર ગોખલે છૂટ છાટથી સરકાર સાથે કામ લેવાની તરફેણમાં હતા; અને સત્યાગ્રહની લડતમાં નામદાર ગોખલેનો જ મત અંતે વિજયી નીવડયો. આવીજ રીતે લખનૌ ખાતે ભરાયેલી ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસમાં પણ હિંદુ અને મુસલમાન કોમના અગ્રેસરોએ ઐક્ય જાળવવા ખાતર છુટ છાટથી કામ લીધું હતું. જ્યારે હિંદુ કૉન્ફરન્સના પ્રમુખ સર ટી. પી. માધવરાવ આ રીતની વિરુદ્ધ હતા. આ બાબતમાં તો બન્ને પક્ષના માણસોની લડત દેશને અંગે લાભ કર્તા છે છતાં આ દૃષ્ટાંત આપીને હું એજ બતાવવા માગું છું કે જે પ્રમાણે આપણા દેશ ભકતો રાજકીય બાબતોમાં છુટ છાટ મૂકી આગળ વધે છે તેવીજ રીતે આપણે જ્ઞાતિઓમાં કામ લઇએ તો જ આપણો ઉદ્દેશ પાર પડશે. સંસાર સુધારાના માર્ગમાં મોટો ભાગ અજ્ઞાન છે, જ્યાં લોક લાગણીની સામે કામ લેવાનું હોય છે ત્યાં રાજકીય બાબતો કરતાં પણ છુટ છાટની રીત વધારે જરૂરની અને પસંદ કરવા લાયક છે.

## સંરક્ષક પક્ષ અને સંસાર સુધારો.

૪૦. સંસાર સુધારકો જ્યારે જ્યારે ચોક્કસ અગત્યના સંસારી સવાલ લોકો આગળ તકરારી વિષય તરીકે ચર્ચવામાં આવે છે ત્યારે તેઓ પોતાનાજ પક્ષને ખરો માની સામાવાળા પક્ષના બધા માણસો અંધ છે એમ માની લેછે. સુધારાવાળાઓ આવે સમયે સહનશીલતા ખોઇ દેછે અને

સામા વર્ગની તરફ કટાક્ષની નજરે જુવે છે એ સુધારાની ફત્તેહ સારૂ યોગ્ય રીત નથી. સંરક્ષક વર્ગની તો સુધારકોને ખાસ જરૂર છે. આ પક્ષથીજ તેઓ પોતાની ભૂલ જોઈ શકે છે અને તેમાં યોગ્ય ફેરફાર કરી પોતાનું વર્તન સુધારી શકે છે. શંકાવાળી બાબતોમાં તો સંરક્ષક પક્ષ ઘણોજ ઉપયોગી છે. પશ્ચિમની વિદ્યા આ દેશમાં દાખલ થઈ ત્યારે આજ પક્ષે આપણા હિંદુસમાજનું મોટું રક્ષણ કર્યું હતું. સંરક્ષક પક્ષથીજ દેશહિતની ઉપયોગી હિલચાલો સરળ થાય છે અને પ્રજાને બન્ને પક્ષના અનુયાયિઓ વચ્ચેના યુદ્ધમાંથી ખરાખોટાની તુલના કરવાની ઉત્તમ તક મળે છે. પ્રામાણિક વિરોધની સામે સુધારકે કદિપણ ગુસ્સે થઈ સમતોલપણું ખોવું જોઈતું નથી. આવી રીતે ન વર્તવાથીજ લોકો સુધારકની વિરૂદ્ધ પક્ષમાં જાય છે અને તેથી સુધારાની પ્રગતિને લાભને બદલે દેખીતી હાનિ થાય છે.

## સંસાર સુધારાની પ્રગતિ સારુ દાખલ કરવા યોગ્ય જુદીજુદી જાતની રીતો.

૪૧. ધીમી ગતિએ ચાલતા સુધારાને વેગ આપવા આપણા જનસમાજને ઘણી રીતિઓ સૂચવવામાં આવી છે. આ દરેક રીતિ ઈષ્ટ છે અને દરેક જણ પોતાનાં સંજોગો જોઈ, સમાજ સેવકનું બળ પારખી, આર્થિક મદદ કેટલી મળશે તે વિગેરે સવાલોનો નિર્ણય કરી નીચે જણાવેલી રીતિઓમાંથી એક યા અનેક રીતિઓ પોતપોતાનાં મંડળમાં અમલમાં લાવવા મહેનત લેશે તો બધાઓની એકત્ર મદદથી સંસાર સુધારો ઘણો ઝડપથી આગળ વધશે એ નક્કી છે. અત્રે કેટલીક રીતિઓનાં ફક્ત નામજ આપી આપણે સંતોષ પકડીશું:-

બ્રાહ્મણોને સંસ્કૃતની કેળવણી આપ્યા ઉપરાંત પાશ્ચિમાત્ય કેળવણી આપવાની રીત; સંસ્કૃત ભાષાનો ફેલાવો; પંડિત પરિષદો; પ્રાચીન ધર્મ પુસ્તકો સરળ ભાષામાં પ્રજાવર્ગની જાણ સારૂં બહાર પાડવાં; સામાજીક શાસ્ત્રનો અભ્યાસ અને તેનાં સિદ્ધાંતોનો જાહેર છાપા તથા ચોપાનિઆં તથા ભાષણોદ્વારા ફેલાવો કરવો; સાંસારિક માઠી રૂઢીઓ નાબુદ કરવા સારૂં વીરરસવાલી કવિતાઓ ગવડાવી લોકમત કેળવવો; સંસાર સુધારા સારૂં કેળવાયલા પ્રચારકો; સંસાર સુધારાના કીર્તન; કેળવાયલી સ્ત્રીઓની સામાજીક કાર્યોમાં મદદ લેવી; સંસાર સુધારાના પાઠો સ્કુલોમાં ચાલતી ગુજરાતી ટેકસ્ટ બુકોમાં દાખલ કરાવવાની કોશેષ; સંસાર સુધારામાળાનાં સરળ ભાષામાં વાંચન માટે પુસ્તકો ક્રમવાર પ્રગટ કરવા; સ્વદેશ ભકિતની ચળવળને સંસાર સુધારાની હીલચાલ સાથે જોડી દઈ લોકોને સુધારા વધારા કરવા ઉત્તેજન આપવું; સહકારિત્વની પદ્ધતિથી સંસાર સુધારા સાહ્યકારી મંડળીના સભાસદોમાં દાખલ કરવા; પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવી; જ્ઞાનનો બહોળો ફેલાવો કરવા સહાયતા આપી આડકતરી રીતે સંસાર સુધારાની યોજનાને ઉત્તેજન, સંસાર સુધારાનાં મંડળો ઉમંગથી કાર્ય કરે તે સારૂં પગારદાર સેક્રેટરીઓ રાખી કામ લેવાની પદ્ધતિ. ઉપર બતાવેલી જુદી જુદી રીતોથી સંસાર સુધારાનો પ્રચાર આગળ વધારી શકાય. આ રીતોનો જોઇએ તેવો અમલ મુંબઈ ઈલાકાના મુખ્ય શહેરોમાં જોવામાં આવતો નથી એજ ઘણી દીલગીરીની વાત છે.

## તાત્કાળિક ફળ જોવાની આશા અને સંસાર સુધારો.

૪૨. સુધારકો ઓક્કસ વખત સુધી કાર્ય કરેછે અને તેનાં પરિણામ પોતે થોડા વખતમાં નથી જોતા ત્યારે નિ-રાશ થઇ જાય છે. આ સ્થિતિ સુધારક પક્ષવાળાને લાયકની નથી. સંસાર સુધારકે તો પોતાના પક્ષપર પૂર્ણ આ-સ્થા રાખીને કામકરવું જોઇએ અને પોતાના પક્ષને અંતે નક્કી ફતેહ મળશે એ ધ્યાનમાં રાખીનેજ વર્તવાથી એના પક્ષનો જય થશે. સામાજીક પ્રગતિના સંબંધમાં વખતની ટુંક મુદતો છેતરનારી હોય છે.

"દોલતનો નાશ થાય, હૃદયો ભગ્ન થાય અને જીવનોનું બલિદાન આપવું પડે પરંતુ સંગ્રામનું એકજ કલ્પનીય છે-વટ છે."

આ સિદ્ધાન્ત ઉપર સુધારકે અડગ શ્રદ્ધા રાખીનેજ કામ લેવું જોઇએ. સુધારકોએ તો કર્મયોગી થઇ 'ફળની આશા ત્યજીને, અભિમાન છોડીને, તથા અફસોસ છોડીને, કર્મો કરવાં જોઇએ. અને આત્મામાં ચિત્તને સ્થિર રાખીનેજ તે કર્મો પ્રભુને અર્પણ કરવાં જોઇએ.'

આપણે સંસાર સુધારાનાં કૃત્યો આપણા પોતાનાજ, આપણી જ્ઞાતિના અને દેશનાજ તાત્કાળીક લાભમાટે કરીએ છીએ એવી ટુંક દૃષ્ટિ ન રાખતાં આપણે ભવિષ્યની પ્રજાને વાસ્તે રસ્તો સુગમ કરવા મથીએ છીએ અને આપણાં સુકૃત્યોનાં ફળ ન ચાખીએ તો પણ નવીન પ્રજા ચાખશે અને તે પણ આપણા બંધુઓનેજ લાભ મળશે એવો વિચાર કરી કાર્ય કરવાથી ઉત્સાહ કાયમ રહેશે અને આપણે કદિ નિરાશ થઇશું નહિં.

સમાજશાસ્ત્રનો એક અગત્યનો નિયમ નીચે પ્રમાણે છે તે સર્વ સંસાર સુધારકોએ યાદ રાખવો જોઇએ:—

"જેમ ભટકતી ટોળીઓના કામ કરતાં ખેતીવાડીને માટે વધારે ધીરજ અને અગમ બુદ્ધિની જરૂરહોય છે, તેમ સમાજે સો વર્ષ અગાઉથી નકસો તૈયાર કરવો જોઈએ, અને તેના નાયકો પોતે જે વાવે તેને બીજાઓને લણવા દેવામાં સંતુષ્ટ રહેવા જોઇએ. હમણાં મનુષ્યો મૂર્ખાઈથી ઝડપી પરિણામો માંગે છે અને ફક્ત કાયદાથી નવી પદ્ધતિઓ દાખલ કરવાની ધારણા રાખે છે. મુખ્ય ફેરફારો જોઈએ તે કરતાં વધારે અચાનક રીતે દાખલ કરવાથી તે બાંધી શકે તેના કરતાં વધારે પાડી નાંખે છે,અને માનુષીય અનુભવે પણ ખરી રીતે કહ્યું છે કે, મંદગતિથી ઉતાવળ કરવી જોઇએ."

## દેશી રાજ્યો અને સંસાર સુધારો.

૪૩. દેશી સંસ્થાનોનું એકંદરે ક્ષેત્રફળ લગભગ અડધા બ્રીટીશ હિંદ જેટલું થાય છે. આ સંસ્થાનો ઉપર દેશી રાજાઓ રાજ્ય કરે છે. આ રાજ્યો પૈકી બરોડા, માઈસોર વિગેરે દેશીરજવાડાઓએ પોતાની પ્રજાના સુખને માટે સાંસારિક બાબતોમાં ઘણા સુધારા વધારા કરેલા છે તેમાંના થોડાક સંબંધી હું કાંઈક વિગત અત્રે રજુ કરીશ. પહેલાં ના. ગાયકવાડ સરકારે પોતાની પ્રજામાં પુરોહિતનો કાયદો,મફત તથા ફરજીઆત કેળવણીનો કાયદો ઘડી પ્રજા જન ઉપર મોટો ઉપકાર કર્યો છે એટલુંજ નહીં પણ આખા ભારતવર્ષમાં બીજા દેશી રાજ્યો અને બ્રીટીશ હિંદમાં વસતી તમામ હિન્દુ કોમને અને કેળવણીની બાબતમાં તો ખુદ ના.બ્રીટીશ સરકારને પણ ઉમદા દાખલો બેસાડી પોતાની નામના હર હંમેશને માટે કરી દીધી છે. આવા મહારાજાને આપણે કયા વ-

ર્ગમાં ગણવા જોઈએ તે વિચાર કરવા જેવો સવાલ છે. એક કેળવણી પામેલ વ્યક્તિ કેળવણી અને સત્તાના બળે પ્રજા જીવનનાં જીવિત ધોધને કેવી સારી રીતે ઉમદા વલણ આપી શકે છે તે ના. ગાયકવાડ સરકારે આખી દુનીઆને પ્રત્યક્ષ બતાવી આપ્યું છે. પત્યાલાના ના. મહારાજાએ લગ્ન વખતે દારૂ પીવાની અને નાચ કરાવવાની ખરાબ રીતિઓ તદ્દન બંધ કરી હતી. નાભા સ્ટેટના ના. મહારાજાએ પોતાના રાજ્યમાં છોકરીઓને પરણાવવાની હદ વધારી છે અને લગ્ન વિગેરે પ્રસંગો ઉપર થતાં મોટા મોટા ખરચો ઉપર અંકુશ મૂકયો છે. કેટલાક સંસ્થાનોમાં લગ્નની ઉમ્મર વધારવામાં આવી છે એટલુંજ નહીં પણ કજોડાનો અટકાવ કરી તેનો ભંગ કરનારને ફોજદારી કાયદો લાગુ પાડી સજા કરવામાં આવે છે. ના. ગાયકવાડ સરકારની માફક માઇસોર, ત્રાવણકોર તથા આપણા ઇલાકાના દેશી રાજ્યોએ પણ સંસાર સુધારાની બાબતમાં યોગ્ય ફેરફારો કર્યાં છે અને કરતા જાય છે. દેશી રાજ્યો સમાજ સુધારાને મોટો ટેકો આપી શકે તેવી સ્થિતિમાં છે. ગાયકવાડ સરકારની સલાહ મુજબ જો દેશી રાજાઓ વખતો વખત સંસાર સુધારાના કાર્ય સારૂ એકઠા મળી ચોક્કસ ધોરણે કામ લેતો સાંસારિક સવાલોનો તેઓ પોતપોતાનાં રાજ્યોમાં થોડી મુદતમાં ઘણી સારી રીતે ફડચો કરી શકે.

## લાયક સંજોગો અને સંસાર સુધારો.

૪૪. હાલના સંજોગો સુધારો કરવા માટે તદ્દન લાયક છે. બીજી પ્રજાની માફક આપણે જંગલી પ્રજા નથી. આપણે ઉંચા પ્રકારની પ્રાચીન સુધારાના સંસ્કાર વાળી જ પ્રજા છીએ. આપણે નવીન થોડુંજ ગ્રહણ કરવાનું છે. પણ કાળે

કરીને જે કાટ આપણા સંસારપર ચઢી ગયો છે તેજ માત્ર કાઢી નાંખી આગળ વધવાનું છે. આપણા દેશપર જુદી જુદી પ્રજાઓએ હુમલા કર્યા છે અને આપણી સંપત્તિ લૂંટી લઈ આપણી પાયમાલી કરવા ઇચ્છતી હતી પણ તેમાં તે ફાવી શકી નહિ. ઉલટું આવી પ્રજાઓની જ પડતી થઇ છે. આનું કારણ આપણી ધાર્મિક વૃત્તિ અને આપણા સદ્‌ગુણોજ છે. આપણે સાદું જીવન ગુજારનાર પ્રજા છીએ; આપણે મિતાહારી છીએ; આપણે આપણા ગરીબ અને નિરાધાર વર્ગો તરફ હંમેશ દયાનો હાથ લંબાવીએ છીએ; આપણી ગૃહવ્યવસ્થા ઉત્તમ પાયા પર રચાઇ છે. આપણો દેશ ફળદ્રૂપ છે. આપણામાં ઉચ્ચ પ્રકારની માનસિક સ્થિતિના બ્રાહ્મણો, ક્ષત્રિયો વગેરે જ્ઞાતિઓ હજી પણ નજરે પડે છે. આપણી વણિક જ્ઞાતિ,ભાટિઆ જ્ઞાતિ જન્મથીજ વ્યાપાર કરવા લાયક પ્રજા બનેલી હોય છે; રજપૂત, શીખ જેવા લડવૈયા પણ આપણા દેશમાં હજી હૈયાત છે. આપણને આપણી અધોગતિમાંથી ઉંચા લાવવાને અંગ્રેજ પ્રજા આપણા સુભાગ્યે આપણા પર રાજ્ય કરે છે. કવિ નર્મદાશંકર કહે છે તેમ 'ઈંગ્રેજ લોક ફાનસના દીવા છે.' તેમની પાસેથી આપણે તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરીશું તો આપણને ઘણો લાભ થશે. નામદાર તેલંગે પશ્ચિમ દેશની પ્રજાની સાંસારિક સ્થિતિનો અભ્યાસ કરી તેમાંથી આપણા લોકોને અનુકુળ આવે તેવાં તત્ત્વો ગ્રહણ કરવા યોગ્ય સલાહ આપી હતી.આપણો સ્ત્રીવર્ગ મીસીસ સરોજીની નૈડુના કહેવા પ્રમાણે 'સળગાવ્યા વિનાના દીવા છે.' તેમના હૃદયની અંદર પવિત્ર જ્યોતિ પ્રકાશ આપી રહી છે. અને તે પ્રકાશ બહાર પાડવા આપણે તેમને તક આપવી જોઇએ. ત્યારેજ જે સ્ત્રીવર્ગને નામદાર

ગાયકવાડ સરકાર 'નકામા નહિ પણ તદ્દન નકામા' એ વિશેષણથી સંબોધતા હતા તે સ્થિતિ નાબુદ થઈ જશે. આપણી સમાજની બધી કફોડી સ્થિતિનો મુખ્ય આધાર ખોટાં જ્ઞાતિ બંધનોથી થતી હરકતો અને સમાજમાં સ્ત્રીઓના દરજ્જાને લગતી હરકતો છે. માટે તેવા સુધારા કર્યાથી જ સમાજની નક્કી ઉન્નતિ થશે. ઉપર જણાવેલા અનુકુળ સંજોગોનો લાભ લઇ આપણે આપણી ફરજ કમર કસી કોઇપણ ભોગે ફળની આશા રાખ્યા વગર, આપણી ખાતર નહિ તો ભવિષ્યની પ્રજાના સુખને ખાતર બજાવીશું તો જરૂર આપણને સારાં ફળ મળશે. સારા સંજોગોનો લાભ લઈ ડાહી પ્રજા પોતાની ઉન્નતિ સાધે છે એ નક્કી યાદ રાખવું. નામદાર ગોખલે એ આપણી પ્રજાના ભાવિ વિષે કહ્યું હતું કે 'મને મારા દેશના વતનીઓના ઉત્તમ ભાવિ વિષે સંપૂર્ણ ખાત્રી છે.' આ માન્યતા સફળ કરવી તે આપણા પોતાના જ હાથમાં છે.

લોકોમાં પરિષદ્ સંબંધી, ધર્મ સંબંધી, અને સુધારા સંબંધી જુદી જુદી શંકાઓ સ્વાભાવિક રીતે ઉઠાવવામાં આવે તે દુર કરવાના હેતુથીજ જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં પશ્ચિમનાં તથા હિંદનાં વિદ્વાન સ્ત્રીપુરુષોના અભિપ્રાયો તથા સમાજશાસ્ત્રના સિદ્ધાન્તો છુટથી ટાંકી બતાવ્યા છે. મેં માત્ર સૂચના રૂપેજ આપની સમક્ષ સંસાર સુધારાની જૂદી જૂદી બાબતો અને બાજૂઓ રજુ કરી છે. ચીન દેશની પ્રજાએ અફીણ ખાવાની, સ્ત્રી વર્ગના પગ ન્હાનપણથી બાંધી ટુંકા કરવાની વીગેરે ઘણી જુની પ્રાચિન હાનિકારક રૂઢીઓ બંધ કરી દીધી છે. આપણી નઠારી સાંસારિક રૂઢિઓ આપણી વચ્ચે દાખલ થયાને ઘણો લાંબો કાળ વિતી ગયો નથી.

આપણે અંગ્રેજી પ્રજાના સંસર્ગમાં આવ્યાં છીએ.પશ્ચિમની સંસ્કૃતિ કરતાં આપણી પ્રાચીન હિંદુ સંસ્કૃતિ વધારે ઉત્તમ છે. પણ હાલ તેમાં ઘણે ઠેકાણે કાટ ચઢ્યોછે.આવા સંક્રાન્તિના કાળે પશ્ચિમની બધી બાબતો 'સુધારાના શાહીંચુંબક કાગળ 'ની ઉપમા લાયક ન થતાં તેમાંથી આપણા હિંદના આત્માને લાયક હોય તેવું જ સારૂં તત્ત્વ આપણે ગ્રહણ કરીશું, સ્વદેશાભિમાનની લાગણી હર હમેશ સતેજ રાખીશું, આપણા ગ્રહસ્થાશ્રમમાં સદાએ ઋષિ અગસ્ત્ય અને લોપામુદ્રા, અત્રિ અને અનુસૂયા, વસિષ્ઠ અને અરૂંધતીના ઉજ્જવળ ચરિત્ર ધ્યાનમાં રાખી, પ્રભુ ઉપર પ્રીતિ અને દેશબન્ધુઓ તથા ભગિનીઓ તરફ 'પ્રેમ અને સેવા' એજ સૂત્રોની મદદથીજ, હિન્દના તથા અન્ય સુધરેલી પ્રજાના ઈતિહાસ ઉપરથી ધડા લઇ, ભૂતકાળની પ્રાચીન સ્થિતિ પણ વધારે સરસ બનાવવાની મહેચ્છા રાખી કાર્ય કરીશું તો જરૂર આપણને યશ પ્રાપ્ત થશે. સંસાર સુધારાનું ક્ષેત્ર વિશાળ છે; તેમાં દરેક ગુજરાતી બંધુ પોતપોતાનો હિસ્સો આપશે તો આપણે એકત્ર થઈ ઘણું ઉપયોગિ કામ કરીશું. ગુર્જર સમાજની તેમજ સ્વજ્ઞાતિની સેવા કરવી એ આપણી પવિત્ર ફરજ છે. સંસાર સુધારાના કાર્યમાં તરત ફળ ચાખવાની આશા મૂકીજ દેજો. સમાજસેવા કરનારા જ્ઞાતિસેવકોમાં ઉત્કંઠા, ધૈર્ય ભંડાર, પ્રભુપર આસ્થા, પોતાના કાર્યને અંતે સફળતા મળશેજ એવી દૃઢ શ્રદ્ધા, આશા, ઉદારતા, સહનશીલતા અને આત્મભોગના સદ્દગુણોની ખાસ આવશ્યકતા છે. આપણા આ કાર્યમાં ઘણા લોક સામેલ થશે નહિ, તેની

ચિંતા ન કરતા અને ફળ પ્રાપ્ત કરવાની લાલસા ન રાખતાં ફરજ અદા કરી આપણે આપણું કર્ત્તવ્ય બજાવવાનું છે. નિસ્પૃહ વૃત્તિથી કર્ત્તવ્ય કરવું એજ આપણો બદલો છે એમ સમજી કાર્ય કરીશું અને હરહંમેશ, દિન પ્રતિદિન, ઉચ્ચ પદ મેળવવાની આશા રાખીશું તો સ્વરાજ્ય સારું લાયક થઈશું, ભારત માતાનું ગૌરવ સાચવીશું, આપણા સદ્ગત દેશભક્ત ગોખલેની આશા ફળીભૂત કરવા શક્તિવાન થઈશું અને સંસાર સુધારાનાં પિતા નામદાર રાનડેએ હિંદનું જે ભવિષ્ય ભાખ્યું તે સત્વર પ્રાપ્ત કરી શકીશું. 'જ્યારે આપણે એક આસ્થાથી એક ઈશ્વરને અને દેશનો ઉત્કર્ષ કરવાના એક સંકલ્પને સેવીશું ત્યારેજ આપણે જગતમાં, ગુજરાત ભૂમિનાં ગુર્જર એ પ્રતાપી નામે પ્રકાશીશું."

## પ્રાર્થના.

શ્રીહાટકેશ્વર મહાદેવ તથા શ્રીનાથજી આપણી જ્ઞાતિની ઊન્નતિ અને દેશની ઉન્નતિમાં પ્રતિદિન વધારો કરતા રહીએ એવી સદ્‌બુદ્ધિ આપે એવી ખરા અંતઃકરણની મારી પ્રાર્થના છે.

"જ્યા મન નિર્ભય છે, અને સાચા સ્વત્વ યુકત અભિમાનથી મસ્તિક ઊંચું રહે છે;

જ્યાં જ્ઞાન એ કલ્યાણનું સાધન છે;

જ્યાં સમાજની સંકુચિત સાંકળોથી, પરસ્પરનો સ્નેહ, જાતીય સમભાવ વિચ્છીન થયો નથી, જ્યાં સત્યની ગુહ્યતમ ગુફામાંથી, મુખને વાચા પ્રાપ્ત થાય છે;

જ્યાં સંપૂર્ણતા, સ્વતંત્રતા, પ્રેમમુક્તિને માટેજ જીવનનું લક્ષ્ય છે;

જ્યાં ઘેલછા યુક્ત શ્રદ્ધા કે બંધન યુકત સમાજ, નિયમના અંધકારમાં વિવેકબુદ્ધિનું તેજ અદૃશ્ય થયું નથી;

જ્યાં ત્હારા પવિત્ર પ્રકાશથી પ્રકાશિત મન વિસ્તૃત અને ઉદાર વિચાર શ્રેણીમાં પ્રવેશી કાર્ય શકિત પ્રદર્શિત કરે છે;

ઓ મ્હારા પિતા! એવા સ્વર્ગ સામ્રાજયનું

સ્વપ્ન મ્હારા દેશમાં ચરિતાર્થ થાઓ એ મ્હારા અંતરની અભિલાષા છે.”

સર રવીન્દ્રનાથ ટાગોર.

હે સકળ જીવનના ઈશ્વર! તારા જીવનમાંથી અમને કાંઇક આપ કે અમે અન્યને જીવન અર્પીએ હે સકળ પ્રેમના ઈશ્વર! તારા પ્રેમમાંથી અમને કાંઇક આપ કે અમે અન્યને પ્રેમ આપીએ. હે સર્વ પ્રકાશના ઈશ્વર! અમને તારા પ્રકાશમાંથી કાંઈ આપ કે અમે અન્યને પ્રકાશ આપીએ.

## દેશભકિત.

અર્ધા શ્લોકમાં કહું છું લખાતું કોટિ લેખમાં;
અર્વાચીન યુગે ધર્મ સમાયો દેશભક્તિમાં.

## પ્રેમસત્ત્વ.

લહીને પ્રેમનું સત્વ, બની તન્મય, બન્ધુઓ !
પ્રસારી પ્રેમને જ્યાં ત્યાં, ઉન્નતિ સર્વની કરો.

## નવજીવન.

નવું જીવન વર્ષે છે, બનીને પાત્ર ઝીલજો,
ઝીલી દિવ્ય સુધાધારા, લ્હાણું સર્વત્ર વ્હેંચજો.

## પ્રગતિમંત્ર.

પ્રગતિ પામવા અર્થે સાધજો બન્ધુ ! એકતા;
એકતા સાધવા માટે રાખજો ધૈર્ય ને ક્ષમા.

## આન્તર એકતા.

દેખીતા સર્વ ભેદોમાં છુપાઈ દિવ્ય એકતા;
ભલે હો બ્હારથી જુદા–અન્તરે એક તો હજો.

## જીવનન્યાસ.

જીંદગી આજ સોંપી છે દયાલુ પરમેશ્વરે,
કરવા પ્રાણીની સેવા સ્નેહ ને સ્વાર્થત્યાગથી.

## જીવનસાફલ્ય.

જેના જીવ્યાથી જીવે છે જીવ કૈં પૃથ્વીને વિષે,
ત્હેનું જીવ્યું ખરૂં જાણો—આત્માર્થે કોણ ના જીવે ?

## જીવનમંત્ર.

કરી સારૂં યથાશક્તિ પોતાનું પરનું તથા,
સમર્પી પ્રભુને કર્મો, વિહરો સુખશાન્તિમાં

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

